# પિયો ગોરી

અને બીજી નાટિકાઓ



: લેખક :

કૃષ્ણલાલ શ્રીધરાણી



ફૂલછાબ કાર્યાલય
રાણપુર

# સ્મૃતિ

સને ૧૯૪૪ માં એક વખત અમે રાણપુરના સૌરાષ્ટ્ર કાર્યાલયના છાપખાનાનો સ્ટોર-રૂમ સાફસૂફ કરાવતા હતા. કોણ જાણે કેટલાં વર્ષોનો જમા થયેલો એ રદ્દી કાગળોનો, જરીપુરાણી પરતીનો અને છૂટાંછવાયાં છાપેલ ફરમાંનો બનેલો જથ્થાબંધ કુથ્થો હશે!

મેનેજરે આવીને મને એ કચરાપટ્ટીમાં ઊંડે દટાયેલ પડેલા એક ઢગલામાંથી આણેલ ફરમાં બતાવ્યાં. મથાળે નામ હતું 'પિયો ગોરી!' વાંચતાં જ મારી સ્મૃતિમાં સળવળાટ થયો. આ તો એકદા કોઈક હસ્તપ્રતમાં વાંચેલું છે એવા ભણકારા જાગ્યા. ફરમાં વાંચતો ગયો તેમ તેમ સ્મૃતિપટમાં સાફ અજવાળું પડયું. દસેક વર્ષો પૂર્વે એક નમણો સોહામણો, રેશમની પીળી કફની અને ખાદીના ધોતિયા વાળો કુમાર મુંબઈમાં આવ્યો હતો, અમેરિકા ભણવા જઈ રહ્યો હતો, જતા પહેલાં પોતાનું 'મોરનાં ઇંડાં' નામનું એક નાટક મને વંચાવતો હતો, અને 'એ નાટક મુંબઈમાં ભજવાવવું છે, એની અમૂક પાત્રભૂમિકા તો તમારી પાસે જ કરાવવી છે' એવું મને પ્રેમભેર પટાવી પોરસાવીને કહેતો હતો. પછી તો એને અમેરિકા ઊપડવાનું ધાર્યા કરતાં વહેલું થયું, ગિરગામ બેક રોડ પર આવેલા હિંદુ સ્ત્રીમંડળના હૉલમાં મુંબઇના લેખકવૃંદ તરફથી અમે એને સુખ-પ્રયાણ ઇચ્છતાં નાનાં નાનાં પ્રવચનો કરેલાં.

એક છાપખાનાના કુથ્થામાં પડી પડી નિસ્તેજ બની ગયેલાં એ લખાણોએ, દશ વર્ષોથી અદૃશ્ય બનેલ એના લેખક શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીની આવી યાદ અપાવી. પોતાનાં બે ત્રણ પુસ્તકોનાં પ્રકાશનો બાબત એમણે સૌરાષ્ટ્ર કાર્યાલય સાથે ગોઠવણ કરી હોવાનું પોતે મને કહ્યાનું પણ યાદ આવ્યું. પણ આ 'પિયો ગોરી' નામનો ત્રણ નાટકોનો સંગ્રહ અહીં કયારે છપાયેલો હતો, અપ્રકટ કાં પડી રહ્યો હતો, પસ્તીને હવાલે શાથી સોંપાઈ ગયો હતો, તેની કળ પડી નહિ.

સૌરાષ્ટ્ર કાર્યાલયમાં સ્ટાફનું પરિવર્તન થઇ ગયું હતું. કોઇ ભાળ આપી ન શકયું.

'તો પછી આપણે આ અકબંધ તૈયાર પડેલ પુસ્તકને બહાર કાં ન પાડીએ ?'

મેનેજરના એ પ્રશ્નની સાથે જ મારી સામે એક બીજી આકૃતિ ખડી થઈ: નવ વર્ષ પૂર્વે મુંબઇમાં વિદાય દીધેલી એજ નમણી મુખ-મુદ્રા તો ખરી, પણ કફની ધોતીને બદલે કોટ પાટલૂન કૉલર–ટાઈનો કડકો સ્વાંગ, હાથમાં હોકલી, અગર મોંમાં સીગરેટ સાથે ટાઇપ રાઇ-ટર પર આંગળાં રમાડતો સ્ફૂર્તિમાન તથાપિ ચિંતનગભીર જુવાન, પડખે પુસ્તકોની અભરાઈ, ને એવી એવી તસ્વીરોની નીચે મોટા અંગ્રેજી અખબારોને પાને નામ લખેલું—ડૉકટર કૃષ્ણલાલ શ્રીધરાણી: હિન્દી લેખક–ફિલસૂફ: 'વૉર્નીંગ ટુ ધ વેસ્ટ' 'માય ઈન્ડીઆ માય અમેરિકા' તેમજ 'વૉર વિધાઉટ વાયોલન્સ'ના કર્તા—વગેરે વગેરે.

મેં મેનેજરને કહ્યું, એમ તો પ્રકટ ન કરી શકાએ. આજે એ 'વડલો' 'પીળાં પલાશ' 'મોરનાં ઇંડાં' કે 'ઈન્સાન મિટા દૂંગા' નામની નાની નાની ગુજરાતી ચોપડીઓના કેવળ ગુજરાતપ્રિય લેખક નથી રહ્યા, આજે તો અમેરિકા જેના ત્રણેક દળદાર અંગ્રેજી ગ્રંથો પર આફ્રીન છે અને જેનાં જાહેર પ્રવચનોના અહેવાલો અમેરિકાનાં લબ્ધપ્રતિષ્ઠ છાપાં મોખરાની મોભાદાર જગ્યાએ મૂકે છે તેવા ચિંતક વિદ્વાનનું બિરદ પામી ચૂકેલ શ્રીધરાણી છે. એમના નામને ધક્કો પહોંચાડે તેવી એની કોઈ પણ જૂની કૃતિની પ્રસિદ્ધિ ઇષ્ટ નથી. ઉપરાંત એમના નિવેદન વગર પણ આ ચોપડી બહાર ન જઈ શકે. દાયકા પુર્વેનાં આ સર્જનો અલબત આજની એની પરિપકવતાએ પહોંચેલી લેખિનીની કક્ષાએ ન આવી શકે, તથાપિ કમમાં કમ એટલું તો દૈવત એમાં, આપણને તેમજ એમને પોતાને દેખાવું જોઈએ, કે એમના વિકાસક્રમની એક વહેલેરી ભૂમિકાનો આ લખા-ણોમાં આછો એવો પણ રણકારો ઊઠે છે.

અંતે આ બધાં ફરમાંની એક પ્રત, મારા અંગત કાગળની સાથે ભાઈ શ્રીધરાણીને અમેરિકા મોકલી, અને આંહીં શામેલ રાખ્યો છે તે જવાબ એમના તરફથી મળ્યા પછી 'પિયો ગોરી' નું પ્રકાશન કરવાનું નિરંતરાય બન્યું.

વાચકોને વિસ્મય થશે, કે કર્તાના અનુમતીપત્ર પછી યે પૂરાં બે વર્ષોનો વિલંબ! કર્તાને પોતાને પણ, જેના પ્રકાશનની મોટી સાર્થકતા 'પોતાના હિંદ સાથેના પૂર્વસંબંધોને પુનર્જીવિત કરી ભાંડુઓના પુનર્મિલનનો પડઘો જગવનાર તરીકે' જણાઈ હતી, જેના પ્રકાશનની ઉમેદને પોતે 'દસ વર્ષની ઊંડી કાળખીણ પર સેતુ' બાંધવાની એક સામગ્રી રૂપે આવકારી હતી, તેની ફરી પાછી આવી વલે નિહાળી જે વ્યથા થઇ હશે તેની કલ્પના આજે છેક આ લખતે લખતે આવે છે અને ભોંઠામણ થાય છે. અન્ય કશા પણ કારણ વગર, કેવળ મારા તરફથી બે શબ્દો જોડાય તેવી પ્રકાશકોની લાગણી હોવાથી કરીને, અને મારે પક્ષે તો નર્યા પ્રમાદ સિવાય કશું જ બચાવ બહાનું ન હોઇને, આ વિલંબ અઘટિત તો અમસ્થો યે છે, પણ ભાઈ શ્રીધરાણીની લાગણીની દૃષ્ટિએ તો અક્ષમ્ય છે.

કે પછી કોને ખબર, આ પુસ્તકના પ્રકાશનનો અને કર્તાના સ્વદેશાગમનનો, એમના કાગળ પરથી મેં જે યોગ કલ્પ્યો હતો તે યોગ નહિ સચવાવાનો હોય એવા કોઇ કારણે વિધાતાએ મને પ્રમાદ-જડ કરી રાખ્યો ન હોય! 'હું તરતમાં જ પાછો ફરવા ઉમેદ રાખું છું' એ એમના પત્રનું સમાપ્તિવાક્ય છે. એ ઉમેદ પર પણ બે વર્ષ આળોટી ગયાં. હવે તો આ કૃતિનું પ્રકાશન એના કર્તાના બાર વર્ષના પરદેશવાસની સમાપ્તિનું સ્મૃતિચિહ્ન નીવડે, અને એમનાં સ્વજનોને એમના ગૃહાગમનની વધામણી આપનારું ઠરે, એવી ભાવના સાથે, ભાઇ શ્રીધરાણીની ક્ષમા પ્રાર્થતો વિરમું છું.

બોટાદ : જૂન ; ૪૬ — ઝવેરચંદ મેઘાણી

# લેખકનો પત્ર

કૃષ્ણલાલ શ્રીધરાણી
એમ. એ; એમ. એસ. સી; પી. એચ. ડી
કલાર્ક એચ. ગેટસ, વોલ્ડોર્ફ-એસ્ટોરિયા
ન્યુયોર્ક ૨૨, એન. વાય. (યુ. એસ. એ.)

માર્ચ ૩૧, ૧૯૪૪

પ્રિય મેઘાણીભાઇ,

તમારો નવેમ્બર ૧૬, ૧૯૪૩નો પત્ર મને ફેબ્રુઆરી ૧૯, ૧૯૪૪ ને રોજ પહોંચ્યો, એ પછી તરત જ મારું ન્યુયોર્કનું લેખનકાર્ય છોડી મારે વ્યાખ્યાન-પ્રવાસે જવાનું થયું, એટલે જવાબ આપવામાં ઢીલ થઈ છે.

અમેરિકાની હીમવૃષ્ટિભરી હજારો માઇલની મુસાફરીમાં મેં તમારો કાગળ સાથે ફેરવેલ જેટલી વાર મેં એ પત્ર વાંચ્યો તેટલી વાર રોમાંચ અનુભવ્યો છે, કારણ કે એ પત્રથી મને પ્રતીતિ થઈ છે કે મારા હિંદી મિત્રો, અંગત તેમજ સાહિત્યકીય, જીવન-નાટક પર ભરચક દશદશ વર્ષનો પડદો પડી ગયો છે તે છતાં હજી મને કયારેક સંભારી રહ્યા છે. ભાષા અને સાગર બંને મને તમારાથી ચિરકાળથી

વેગળો પાડી રહેલ હોવા છતાં વાણીની સાંકળી હજી અતૂટ રહી હોય એમ મને લાગે છે.

'સૌરાષ્ટ્ર કાર્યાલયનાં દફતર ફેંદતાં' દાયકાની રજ તળે દટાએલાં મારાં જે ત્રણ નાટકો શોધી કાઢી તમે મમતાપૂર્વક તમારા પત્ર સાથે મારા પર બીડયાં છે, તેનાં છાપેલ ફરમાં હું અમેરિકાની સુસવાટ દોડતી ટ્રેનમાં બેઠો ફરીફરીને વાંચી રહ્યો છું. એ નાટકોથી પણ મેં ઊંડી લાગણી અનુભવી છે-તેમાંની કોઇ ઉચ્ચ સાહિત્યસંપત્તિને કારણે નહિ પણ એમણે મારા ઘરઝંખતા હૈયામાં સંસ્મરણોની જે ભરતી ચડાવી છે તેથી મારી પૂર્વપશ્ચિમની સમજણને અને મિત્રરંગે રંગાયેલી મારી ચેતનાને નિર્ભેળ નિર્મળ હિંદી જળથી સદંતર આવરી લેતાં હોય તેવાં ભૂતકાળનાં, વતનયાદની મીઠી વેદના જગાડતાં સ્મરણોથી મારું મન તરબોળ બની ગયું છે-એ દહાડાનાં સ્મરણો કે જ્યારે હું બાળક હતો, પાંખો આવી નહોતી અને ગુજરાતી સાહિત્યમંદિરનાં બારણાં હું હજુ ખખડાવી રહ્યો હતો.

આ નાટકોને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની તમે મારી મંજૂરી માગો છો. એ મંજૂરી આપવાનું મારે માટે સહેલ નથી. 'પિયો ગોરી,' 'વીજળી' અને 'ઝબક જ્યોત' એ ત્રણેય નાટકો મેં ૧૯૩૪ માં હિંદ છોડયું-એટલે કે હું ૨૩ વર્ષનો હતો એ પહેલાં લખાયેલાં છે. મને સાંભરે છે કે તેમાંનું એક તો મેં છેક ૧૯૩૧ માં લખેલું. એથી એમાં મારી અપકવતાની અચૂક છાપ છે. આજે એ ફરી વાર વાંચતાં તેમાંની અપકવતા દેખી કયારેક મારા હૈયા સોંસરવો એક ઠંડો સૂસવાટો પસાર થઇ જાય છે.

પણ તમે તમારા પત્રમાં મને ખાતરી આપો છો કે, 'હું એ લખાણ વાંચી ગયો અને મને લાગ્યું છે કે જનતા સમક્ષની તમારી આજની પ્રતિષ્ઠા ટકાવી રાખવાનું આ પુસ્તકમાં દૈવત છે.' મારા વતનમાં મારી 'આજની પ્રતિષ્ઠા' કેટલી છે તેથી સંપૂર્ણ અજાણ છતાં

આવા પ્રશંસાત્મક નિર્ણય સામે વાંધો લેનાર હું કોણ ! ગમે તેટલું અચકાવા છતાં તમારી મમતાથી દ્રવી તેમ જ તમારી શ્રદ્ધાથી પ્રોત્સાહિત બની હું તમને માગી મંજૂરી આપું છું. પણ એ મંજૂરીની સાથોસાથ એ નાટકોના લેખનના ઇતિહાસની થોડી વાતો-લખ્યા તારીખ સાથે-પ્રકાશકની નોંધમાં મૂકવાની વિનતિ કરી લઉં છું.

હું ધારું છું કે મારા સ્વદેશપ્રયાણની ઘડી પાકી ગઇ છે. મારા વિદેશ—વસવાટ દરમિયાન અનિવાર્ય રીતે પલટી ગયેલા હિંદની ફરી પિછાન કરવાનું મુશ્કેલ છતાં મૂળભૂત કામ મારી સમક્ષ પડ્યું છે. દશ વર્ષની ઊંડી કાળખીણ પર મારે સેતુ બાંધવાનો રહેશે. મને લાગે છે કે આ નાટકોનું પ્રકાશન મારા હિંદ અંગેના પૂર્વસંબંધોને પુનર્જીવિત કરી ભાંડુના પુનર્મિલનનો પડઘો જગવશે. તેથી મોડું થયું હોવા છતાં હું તેના પ્રકાશનને આવકારું છું.

મને એ વાતનું તીવ્ર ભાન છે કે હું ઘણા લાંબા વખતથી માત્ર માતૃભૂમિથી નહિ પણ માતૃભાષાથી પણ દૂર પડી ગયો છું. અને છેલ્લાં દશેક વર્ષથી તો મેં ગુજરાતીમાં એક પણ પ્રકાશન નથી કર્યું, છતાં મેં, લખવાનું તો, બેશક અંગ્રેજીમાં, ચાલુ રાખ્યું છે. અંગ્રેજી બોલતી દુનિયા માટે મેં ત્રણ પુસ્તકો અને ઘણા લેખો લખ્યા છે. અમેરિકામાં જ હું વ્યાખ્યાનો કરતો—અલબત્ત અંગ્રેજીમાં—દશેક લાખ માઇલ ફર્યો છું. અંગ્રેજી રેડિયો પરથી પણ મેં ઘણી વાર મારો અવાજ ફેલાવ્યો છે. પણ ભાષા પરાઇ હોવા છતાં મેં હમેશાં હિંદની જ કીર્તિગાથા ગાઇ છે. અને એ વાત હું કદી ભૂલ્યો નથી કે મારા સાહિત્યજીવનનું બીજારોપણ તો જ્યાં હું તરતમાં જ પાછો ફરવા ઉમેદ રાખું છું તે ગુજરાતમાં જ છે.

લિ. ઘર ઝંખતો તમારો
**કૃષ્ણલાલ શ્રીધરાણી**

## —નાન્દી—

### —પ્રવેશાનુક્રમે પાત્રો—

સ્ટેશન માસ્તર

નગરશેઠ

કવિરાજ

ફોજદાર

સુશીલ

કાળિયો માળી

મેનેજર

ડાયરેક્ટર

ડોરકીપર

**દૃશ્ય ::**

રંગભૂમિની એક પાંખ દૃશ્યમાન. જમણે રંગભૂમિના પડદાઓની ત્રણ કોર; અને ડાબે નટશાળામાં જવા માટે ઉતરવાના પગથિયાં. પાછળનાં બારણામાં થઇને નેપથ્યમાં જવાય છે. નેપથ્યદ્વારની બરાબર મધ્યમાં ઉંચે ઘડિયાળ ટીંગાય છે. પડદો ચડે છે ત્યારે કલાકનો કાંટો નવ અને દશની વચ્ચે, અને મિનીટનો કાંટો દશની ઉપર દેખાય છે.

એક નાનકડા ગોળ ટેબલની અસ્તીફરતી નેતરની ખુરશીઓ પડી છે. ટેબલ ઉપર લાંબા ફુલેસ્કેપ કાગળ ઉપર લખેલી આજે ભજવાનાર 'પ્રણવીર પ્રતાપ' નાટકની હસ્તપ્રતને દાબીને પિત્તળની એક મોટી ટોકરી પડી છે. લાકડાની રકાબીમાં પાનસોપારીની સામગ્રી અને દેશી બીડીઓ વેરણછેરણ છે. દૂર ભીંતને અઢેલીને એક જરીપુરાણો બાંકડો ગોઠવવામાં આવ્યો છે.

કવિરાજ, નગરશેઠ, ફોજદાર, સ્ટેશન માસ્તર, અને કવિરાજના જમાઇ સુશીલ ખુરશીઓમાં ગોઠવાયા છે. પાછળના બાંકડા ઉપર કાળિયો માળી શાહનશાહ અકબરશાહના 'ડ્રેસ'માં એક નખિયા બીડી પીતો બેઠો છે.

ડાબી તરફનાં પગથિયાં ચડી આવી એક છોકરો ટેબલ પરની ટોકરી ઉપાડી વગાડતો વગાડતો ચાલ્યો જાય છે. એ જ વખતે રંગભૂમિ ઉપર બળતી વીજળીની બત્તીઓમાંની કેટલીક હોલાય છે. નાટકશાળામાંથી આવતો ગણગણાટ ઓછો થાય છે.

સ્ટેશન માસ્તર

બીજી ટકોરી ?

નગરશેઠ

ના-રે-ના ! પે'લી (ખુરશી ઉપર પલાંઠી વાળે છે.)

કવિરાજ

હાઉસ કેવોક થયો છે ?

ફોજદાર

પીટ ભરાઇ ગયો છે. ઑરચેસ્ટ્રામાં ય ઘણાં આવી ગયાં છે. બાકી બધુ ખાલીખમ !

નગરશેઠ

ઑરચેસ્ટ્રા વાળાં બ...દ્ધાં ય મફતિયા. આમાં નાટક કુંપની શું ચાલે ? જવા ઘો ને : કાંઇ નથી એમાં !

સ્ટેશન માસ્તર

આ તો ખુદાબખશીયું ગામ છે. ખિસ્સામાંથી કોઇ દોઢિયું ન- કાઢે દોઢિયું !

ફોજદાર

સા-આ-વ મફતિયું. એટલે તો મેં દશ પાસના પાંચ કરી નાખ્યા.

કવિરાજ

હા, બીજું શું થાય ?

સ્ટેશન માસ્તર

મેં ય તે ગુડ્ઝક્લાર્ક અને સાંધાવાળાના પાસ બંધ કરાવ્યા

નગરશેઠ

આ...પરમ દિ'ની જ વાત. મારો ભાણેજ આવ્યો ને કે' કે નાટક જોવા જવું છે; — ફુલાભાઇ ઉપર ચિઠ્ઠી લખી ઘો. મેં ખિસ્સામાંથી ચાર આના કાઢી કહ્યું: "લે ભાઇ, પીટમાં બેસીને જોઇ આવજે. બાકી એમ ચિઠ્ઠી બિઠ્ઠી ન મળે !" લ્યો હવે માનશો તમે ? નહિ તો ફુલાભાઇની કુંપની એટલે આપણા ઘરની કુંપની કે'વાય. પણ જ્યાં આખું ગામ જ ભીખારડું ત્યાં આપણાથી તે કેટલું કે'વાય ? જવા ઘો ને : કાંઇ નથી એમાં ! (કડિયામાંથી પતરાની એક લાંબી ડાબલી કાઢી હથેળીમાં તંબાકુ અને ચૂનો કેળવે છે.)

કવિરાજ

પણ હજી મેનેજર કેમ ન આવ્યો ? અંદર ગયા છે તે બહાર જ નીકળતા નથી. ઉંઘી તો નહિ ગયા હોય ને ?

સુશીલ

( કવિરાજનો જમાઇ સુશીલ આછું મલકી નીચે જોઇ જાય છે. )

કાળિયો માળી

( બાંકડા ઉપર બીડીનો તણખો ઘસી નાખી આગળ આવે છે. ) અંદર કાંઇક ગોટાળો છે.

નગરશેઠ

વળી શું છે ?

કાળિયો માળી

કોને ખબર ? પણ ડાયરેકટર ઉતાવળા ઉતાવળા આવી એમને બોલાવી ગયા છે.

કવિરાજ

( ગાવા લાગે છે )

જગતની સર્વ શેરીમાં,
દિસે છે ગજબ ગોટાળો.

સુશીલ

( આછું મલકી નીચે જોઇ જાય છે. )

ફોજદાર

કયા નાટકનું, કવિરાજ ?

કવિરાજ

'પ્રમત્ત પ્રમદા' !

સ્ટેશન માસ્તર

વાહ ! કેવું સુંદર નામ છે !

નગરશેઠ

કવિરાજને સુંદર નામોનો ઘણો શોખ છે.

કવિરાજ

ખરૂં કહ્યું. મરહૂમ મહારાજા સાહેબનો પણ એવો મત હતો. પણ હવેના રાજાઓ.........

નગરશેઠ

(ઉપાડી લઇ) જવા દોને: કાંઇ નથી એમાં ! (તમાકુ નીચલા હોઠ અને દાંતની વચ્ચે ચડાવે છે.)

સ્ટેશન માસ્તર

કવિરાજના છોકરાંઓનાં નામ પણ એક જુઓ અને એક ભૂલો, હો નગરશેઠ.

કવિરાજ

તમે તો એની વાત કરો છો. પણ લ્યો આ અમારા સુશીલ. પહેલાં એમનું નામ હતું શંકરપ્રસાદ. મને ન ગમ્યું. દીકરીનું નામ સુશીલા એટલે એમનું પાડ્યું સુશીલ. એમ નામ બદલાવવામાં તે કોઇ ના પાડે છે?

સુશીલ

(આછું મલકી નીચે જોઇ જાય છે.)

નગરશેઠ

વાહ!

કવિરાજ

અને માનશો? મને નામ ઉપરથીજ નાટકો સ્ફૂરે છે. લ્યો હવે આ સુશીલા અને સુશીલનું યુગ્મ 'સુશીલાસુશીલ' કે 'સુશીલસુશીલા' એ નક્કી થયું કે એક નવું નાટક!

સુશીલ

(આછું મલકી નીચે જોઇ જાય છે.)

મેનેજર

(બબડતા બબડતા જ નેપથ્યદ્વારમાંથી પ્રવેશ કરે છે. પાછળ ડાયરેક્ટર છે.) બધા ગધેડા જ ભેગા થયા છે. દિવસરાત લાતાલાતી. બીજો ધંધો જ નથી સૂઝતો.

કવિરાજ

(ગાવા લાગે છે.)

તું ગધેડી, હું ગધેડો;
કરશું લાતાલાત!

'મયુરમેનકા'ના કૉમીકમાંથી, નગરશેઠ.

નગરશેઠ

શું કો' છો! (અદબ વાળે છે.)

મેનેજર

(ખુરશીનાં બેસતા) ડાયરેક્ટર, જરા બહાર જોઇ આવો તો. ન્યાયાધિશ સાહેબની ખુરશી નાખી છે કે નહિ? એક કરવા જાઉં ત્યાં બીજું રહી જાય. મારે તે કાંઇ ઓછી ઉપાધિ છે?

(ડાયરેક્ટર જાય છે.)

ફોજદાર

પણ આ બધું છે શું? જરા શાંત તો થાવ.

કવિરાજ

(ગાવા લાગે છે.)

શાંત શાંત થા સજની નાર!

મેનેજર

(આંખ ફાડી કવિરાજ સામે જોવે છે.)

કવિરાજ

'અમૃતાંજન'માંથી, સાહેબ!

સુશીલ

(આછું મલકી નીચે જોઇ જાય છે.)

મેનેજર

તમે જ બધાના મૂળમાં છો, કવિરાજ!

કવિરાજ

(ગાવા લાગે છે.)

ન દોષિત માનશો મુજને,
બિનાના મૂળ ઉંડાં છે.

'દુષિત દારા'માંથી, ફુલાભાઇ. પણ કહો તો, હું જ બધાના મૂળમાં કેવી રીતે ?

મેનેજર

મગનો અને છગનો બેરી માટે બાપ્યા. તમે જાણતા હશો કે એ બન્ને ભાઇઓ છે, અને એમની ઉપર આપણી કંપનીનો આધાર છે !

નગરશેઠ

હા......આ !

મેનેજર

માંડમાંડ બન્નેને પાઠ કરવા સમજાવ્યા. પણ......(મૂંઝાયા લેખાય છે.)

કવિરાજ

તો હવે શું છે ! આમ વાત વાતમાં ગભરાઇ શું જાવ છો ?

મેનેજર

ભાઇ, તમે ન સમજો. વળી બન્ને ભાઇઓ આજે ભાઇ ભાઇનો પાઠ કરવાના છે.

નગરશેઠ

હા...આ...આ !

કવિરાજ

મગનો મહારાણો પ્રતાપઃ અને છગનો શક્તસિંહ ! કેમ એમ જ ને ?

મેનેજર

અને પાછું બન્નેનું દ્વંદ્વયુદ્ધ ! મારી તો છાતી ધડકે છે.

ફોજદાર

પણ એમાં તમારી છાતી શું કામ ધડકે ?

મેનેજર

(કંટાળાથી) ભાઇ, તમે એ ન સમજો. લડતાં લડતાં કોઇ સાચેસાચ ભાલો ભોંકી દે તો ?

સ્ટેશન માસ્તર

હા...હા...હા...હા...(હસી પડે છે.) તમેય તે કૉમીક કરો છો !

ફોજદાર

તે લાકડાના ભાલા આપો ને ! આવા જ કારણોથી અમે તમને હથિયારો વાપરવાની પરવાનગી નથી આપતા.

કવિરાજ

પણ સાહેબ, આ તો નાટક છે નાટક. એ કેમ ભૂલી જાવ છો ?

મેનેજર

ભાઇ, તમે એ ન સમજો. મૂકો ને માથાફોડ. આવો જ એક પ્રસંગ પહેલાં પણ બની ગયો છે.

સ્ટેશન માસ્તર

(સૂડી વતી સોપારી કાતરતા) કેવો ?

મેનેજર

આવો જ !

### સ્ટેશન માસ્તર

હં-હં-હં ! આવો જ !

### ફોજદાર

પેલા રજ્જુ-કેસની વાત કરતા લાગો છો.

### મેનેજર

ના ભાઇ, ના. તમને એની ન ખબર પડે. એ વખતે તો તમે હવાલદારે ય નહોતા.

### નગરશેઠ

હા...આ...આ ! (ખુરશી તાણીને નજીક આવે છે.)

### સ્ટેશન માસ્તર

કેટલા વખત પરની વાત છે ? કદાચ હું જાણતો હોઇશ. ( નજીક જાય છે. )

### મેનેજર

ના રે ભાઇ, ના. આ વાતને તો દશ વરસ થયા દશ. હું ય એ વખતે તો ડોરકીપર હતો.

### ફોજદાર

શું કહો છો ?

### મેનેજર

જે કહું છું તે. અને એ વખતે કંપનીમાં પતિપત્નીનું એક જોડું કામ કરતું. બહુ હોંશિયાર !

### ફોજદાર

પછી ? ( ખુરશી તાણે છે. )

મેનેજર

પતિનો પગાર પાંચસો અને પત્નીનો એક હજાર. એકનું નામ વર્ધમાન અને બીજીનું નામ સુંદરા.

ફોજદાર

કાંઇક અણસાર આવે છે.

મેનેજર

તમે કાંઇ ન જાણો, ભાઇ. વાત બહુ જુદી જ હતી.

નગરશેઠ

આગળ, આગળ, સાહેબ.

ડોરકીપર

(પ્રવેશ કરી) દરવાજા બહાર રસાલાવાળાઓનું એક ટોળું એકઠું થયું છે, સાહેબ. આપને બોલાવે છે.

મેનેજર

મારૂં શું કામ છે?

ડોરકીપર

કહે છે કે પાસ નહિ આપો તો પથરા ફેંકશું.

મેનેજર

બાળો એમને પાંચ પાસ.

(ડોરકીપર જાય છે.)

ભીખારડા!

નગરશેઠ

ખરૂં બોલ્યા, મારા સાહેબ; બધા ભીખારડા જ છે. નહિ તો ચાર આનામાં ચોફાળ ઓઢવો પડતો હશે જાણે! પણ આગળ, આગળ, સાહેબ.

મેનેજર

હા; હું ક્યાં પહોંચ્યો હતો?

કવિરાજ

પ્રસ્તાવનામાં.

સુશીલ

(આછું મલકી નીચે જોઇ જાય છે.)

મેનેજર

હૅન્ડબીલમાં જે દિવસે એમનાં નામ હોય તે રાત્રે અડધા માણસો તો બહાર જ રહી ગયા હોય એટલી ગીરદી થાય.

કાળિયો માળી

(રસપૂર્વક અચંબાથી) એમ?

નગરશેઠ

હા, હા; અસલના ઍક્ટરોની તે કાંઇ વાત છે! બધા તારી જેવા હશે જાણે. જવા ધો ને: કાંઇ નથી એમાં!

મેનેજર

એમાં પોપટલાલ પાદરાકરનું "વિષનો પ્યાલો" નાટક ચાલે. માનશો નહિ, પણ ત્રણ મહિનામાં નવ્વાણું નાઇટ!

સ્ટેશન માસ્તર

ત્રીશ તેરી નેવું. પણ કાંઇ નહિ, અંગ્રેજી મહિના હશે!

### સુશીલ

(ફિક્કું હસ્યા વિના સ્ટેશન માસ્તર સામે જોઇ રહે છે.)

### કવિરાજ

ઓ–હુ–હો ! સમજ્યો. શેક્સપીઅરના 'ઑથેલો'ની તફડંચી.

### મેનેજર

બરાબર એ જ, કવિરાજ. પણ એ વખતમાં કવિઓને તફડંચી કરતા આજના જેટલી મુશ્કેલી ન નડતી. આજે તો કવિઓએ ઘરનું ઘણું ઉમેરીને નાટકને કદરૂપું બનાવવું પડે છે. પણ વાત આગળ ચલાવીએ.

### કવિરાજ

હા, હા.

### મેનેજર

પત્ની બેવફા છે એવી શંકા જવાથી પતિ એને ઝેરનો પ્યાલો પાય છે એવો એક સીન ત્રીજા અંકમાં આવે છે.

### કવિરાજ

'ઑથેલો'માં પણ એમ જ છે.

### મેનેજર

અને વર્ધમાન અને સુંદરા પતિપત્નીનો પાઠ કરતા.

### નગરશેઠ

એનાથી બીજું રૂડું શું ? એવું થતું હોય તો અમે નાટક કુંપની સામે અનીતિ અનીતિની બૂમો પાડવી બંધ કરીએ; લ્યો માનશો ? ત્યારે ? જવા ઘો ને : એમાં કાંઇ છે નહિ.

### મેનેજર

એમાં એની સામી નાઇટ પડી. લોકોની મેદની માતી નહોતી. નાટકને અંતે સુંદરા–વર્ધમાનને સોનાના ચાંદ એનાયત કરવામાં આવનાર હતા.

### કવિરાજ

એ વખતની વાત જ જુદી છે. હવેનું પબ્લિક જ જ્યાં સાવ ધાનિયા થઇ ગયું છે ત્યાં કોઇ શું કરે ?

### મેનેજર

લોકોની મેદની માતી નહોતી. પડદો ચઢ્યો ત્યારે સોય પડ્યાનો ય અવાજ થાય એવો શૂનકાર હતો.

### ફોજદાર

અને હવે ધોકા પછાઢી પછાડીને મરી જઇએ તો ય સીટીઓ શાંત પડતી નથી. લોકો જ બગડી ગયા છે બધા.

### નગરશેઠ

ત્યારે ? જવા ઘો ને : એમાં કાંઇ છે નહિ, મારા સાહેબ !

### સુશીલ

( આછું મલકયા વિના સામે જોઇ નીચે જોઇ જાય છે. )

### મેનેજર

બીજા અંક પછી લોકો માંહોમાંહે વાતો કરતા હતા : "સુંદરા અને વર્ધમાન આજે રંગમાં છે ! આવા ઓતપ્રોત કદી એમને જોયા નથી !"

નગરશેઠ

વાહ ભાઇ વાહ! પછી શું પૂછવાનું હોય?

મેનેજર

પણ પછી જે બની ગયું તે રોમાંચ ખડા કરે તેવું છે. ઝેરના પ્યાલાવાળા પ્રવેશમાં......

(થીએટર ઉપરની ઘણી ખરી બત્તીઓ બુઝાય છે. ઓસરતા અજવાળામાં અગિયાર સુધી પહોંચેલો મિનીટનો કાંટો દેખાય છે. બીજી ટોકરીના અવાજમાં મેનેજરનું પાછળનું વાક્ય તણાઇ જાય છે.)



## — પૂર્વાર્ધ —

### — પ્રવેશાનુક્રમે પાત્રો —

નોકર
કાનજી
બચુભાઈ
સુંદરા
મૅનેજર
વર્ધમાન

**દૃશ્ય :**

રંગભૂમિનું નેપથ્ય દૃશ્યમાન. અભરાઇઓ, ખીંટીઓ, અને વળગણીઓ ઉપર નાના પ્રકારના પોશાકો અસ્તવ્યસ્ત છે. બે ખૂણામાં બે મોટા આરસાઓ ગોઠવ્યા છે; અને પડખે જ ઘોડીઓ ઉપર દાંતિયા, તેલના શીશા, અને પાઉડર પડ્યા છે. ભીંતમાં ઠેકાણે ઠેકાણે મોટા અક્ષરોમાં નટોના નામ ચીતરવામાં આવ્યા છે.

નેપથ્યની બરોબર મધ્યમાં એક બત્તી ઝૂમે છે. એના ઝાંખા પ્રકાશમાં બન્ને બાજુનાં બારણાં દેખાય છે.

પડદો ચડે છે ત્યારે એક નોકર બધી વસ્તુઓ ઠીકઠાક કરતો હોય છે.

**નોકર**

મારા શરીર કરતાં ય વધારે ગંધાતા આ કપડાં લોકોને પહેરવા કેમ ગમતાં હશે ? ( એક મુગટ હાથમાં લઇ ) મહારાજાધિરાજનો મુગટ ! માથે તો મૂકી જોઉં. મહારાજાધિરાજ થાય છે એ ય ક્યાં મારાથી ઉતરે એવો છે !

( આરસા પાસે જઇ માથા ઉપર મુગટ મૂકે છે; અને પ્રતિબિમ્બ સામે જોઇ રહે છે. ) વાહ, વાહ ! હું ય મહારાજાધિરાજ ! મહારાજાધિરાજ બનવું આટલું સહેલું છે છતાં કેટલાક લોકો નાટક કુંપનીના પેટમાં પેસવાને બદલે મહારાણીઓના પેટમાં પેસવું કાં પસંદ કરતા હશે ! ( મુગટને ફગાવી દે છે. આસપાસ જોઇ ) પણ કોઇ છે નહિ. તેનો લાભ તો લેવો જ જોઇએ.

( માથામાં તેલ નાખવા લાગે છે. નાચનારીના વેશમાં કાનજી પ્રવેશ કરે છે. )

કાનજી

મી...યાં...ઉં !

નોકર

ઓ બાપ રે ! ( સીસો હાથમાંથી પડી જાય છે. )

કાનજી

કાં સાહેબ, શું ચાલે છે ?

નોકર

( સામે જ જોઇ રહે છે. )

કાનજી

એક બીડી !

નોકર

( ચૂપચાપ એક બીડી આપી ચાલતો થાય છે. )

કાનજી

આવજો.

( આરસા પાસે જાય છે અને કેડ ઉપર હાથ મૂકી જોઇ રહે છે. બચુભાઇ ચૂપચાપ પ્રવેશ કરી કાનજીની બન્ને આંખો દાબી દે છે. એ બહુ જ જાડા અને બેડોળ છે. અત્યારે એક મારવાડીના વેશમાં છે. )

બચુભાઇ

( ગાવા લાગે છે. )

ચંચળ બગલી છેલ છબીલી,
ઉભી રે ને રાં......

કાનજી

( બળવો કરતો ) એય જાડિયા, આ શું કરે છે ? (એના બન્ને હાથ તરછોડી કાઢે છે.) તખ્તા ઉપર છૂટ લીધી તે લીધી ! અહીં જો કાંઇ અટકચાળો કર્યો તો પેટમાં પંચર પાડી દઇશ.

બચુભાઇ

પણ ચંચળબાઇ......

કાનજી

( નાક ઉપર આંગળી મૂકી ) ચૂપ ! કાનજીભાઇ કે' તો મોટું ય ભરાય.

પ્રોમ્પ્ટર

( એકદમ પ્રવેશ કરી ધૂંવાફૂંવા થતો ) એય ગધેડાઓ, અહીંઆ શું કરો છો ? ત્યાં તમારો વારો આવ્યો.

બચુભાઇ

માર્યા !

(ઉતાવળા ઉતાવળા જાય છે. કાનજી પણ એમને અનુચરે છે.)

પ્રોમ્પ્ટર

કોઇને યાદ કરવું નહિ, અને મારે જ બકબક કરવાનું. એના કરતાં તો તખ્તા ઉપર આવીને હું જ આખું નાટક બોલી જાઉં તો બહેતર છે.

( ડાબી બાજુએ જાય છે.

જમણી બાજુથી સુંદરા પ્રવેશ કરે છે. એ અત્યંત ગૌર અને રૂપવતી છે. મહારાણીના વેશમાં એ મહારાણીઓને ભૂલાવે તેવી લાગે છે. એની પાછળ જ મેનેજર છે. એણે કાળો કોટ અને કાળી ટોપી પહેર્યાં છે. એ ઘઉંવર્ણો, સશક્ત, અને દેખાવડો છે.)

સુંદરા

( હાથમાંનો ફુલહાર ખીંટીએ ટાંગતા ) તમે તો બહુ ઉતાવળા ! રસ્તામાં ય કોઇ છે કે નહિ તેનું ભાન રાખ્યા વિના……

મેનેજર

સુંદરા, તું કેમ ન સમજે ? (પાસે જાય છે.)

સુંદરા

( કાચમાં પોતાને નીરખતી ) સુંદરા સુંદર છે, નહિ ?

મેનેજર

( પાછળ ઉભા રહી ) હંમેશા. પણ આજે તો અવધિ !

સુંદરા

રાણીસાહેબે તે દિવસે ખુશ થઇ ફગાવ્યો હતો તે આ હાર ! અને આ તમે આપેલી વીંટી.

મેનેજર

અને આ સાડી પણ, સુંદરા, મોંઘામૂલી છે. આજના ખાસ પ્રસંગે મેં એ તારે માટે જ ખરીદી છે.

સુંદરા

મારે માટે નહિ, 'વિષનો પ્યાલો'માં આવતી મહારાણી માટે ! કેમ ખરૂં ને ?

મેનેજર

સાવ ખોટું. 'વિષનો પ્યાલો'માં મહારાણી રૂપે કામ કરતી સુંદરા માટે ! અને નાટક ખલાસ થયે પણ એ તારી જ છે.

સુંદરા

(નાટકી રીતે નમન કરી) ઉપકાર, મહારાજ !

મેનેજર

(કૃતકૃત્યતા અનુભવતા) સાડી યે ધન્ય થઇ.

(બન્ને બે ઘડી સામસામું જોઇ રહે છે.)

સુંદરા

એમ સામે શું જોઇ રહો છો ? જાઓ...અહીંથી !

(ગાલને ટાપલી મારે છે.)

મેનેજર

(સુંદરાનો હાથ દાબતાં) સુંદરા......

સુંદરા

(કૃત્રિમ વિરોધથી) છોડો રે ...! કેવો પહાડી તમારો હાથ છે ? અને મારો તો તૂટી પડ્યો. (હાથ ખેંચી લઇ ફરી આરસા પાસે જાય છે. અને સ્વાકૃતિને નિરખી રહે છે.)

દાસી !

મેનેજર

(નમન કરી) આદેશ, રાજરાજેશ્વરી !

સુંદરા

આ મુગટ મારે માથે મૂક.

મેનેજર

જેવી આજ્ઞા. (તેમ કરે છે.)

સુંદરા

મને ચમ્મર ઢોળ !

મેનેજર

(ચમ્મર કરતા) વિજય થાઓ મહારાણીનો !

સુંદરા

વહાલા રે વહાલા ! (ચમ્મર ખેંચી લઇ) તમને કરૂં હું હાલા ! (એને કોટિ કરે છે. પછી એકદમ છોડી દઇ ઉદ્રેકમાં આમતેમ ફરવા લાગે છે.) આજે મને વિજય વરવાનો !

મેનેજર

વિજયનો કળશ ચડવાનો.

સુંદરા

આજે સોમી રાત, નહિ મેનેજર ?

મેનેજર

હા, સુંદરાબાઇ. અને આજના ખેલને અ તે તમને સોનાનો ચાંદ એનાયત કરવામાં આવશે.

સુંદરા

મને એ ચાંદ કોણ પહેરાવશે ?

મેનેજર

આ શહેરના મહારાજા વિક્રમસિંહ.

સુંદરા

(ઉદ્રેકમાં) વાહ, ધન્ય હું.

મેનેજર

નહિ. વિક્રમસિંહ ધન્ય. એમનો હાથ તમને......અડીને...... સોનાનો થશે.

સુંદરા

અરે ગાંડા રે ગાંડા ! તો તો લાવો તમને આખા શરીરે અડીને સોનાના કરી દઉં.

મેનેજર

કર્યો જ છે.

સુંદરા

ના, ના. તો તો તમે શ્વાસ ન લઇ શકો. અને ક્યારેક ક્યારેક તમે મારી ગરદન પાસે ઉનો ઉનો શ્વાસ લો છો તે મને બહુ ગમે છે.

મેનેજર

છૂટ આપો છો આજે ય તે !

સુંદરા

સાવ મૂરખ !

મેનેજર

(પાસે જઇ પકડે છે.)

સુંદરા

અરે છોડો, છોડો ! આમ શું કરો છો ? મારે જવાનો વખત થયો લાગે છે.

મેનેજર

(જરા દૂર હટી) ના રે ના ! હજી તો બે પ્રવેશ આડા છે. એક ફારસનો અને બીજો અશ્વિનીના સ્વગત સંભાષણનો. પછી તમારે વિષનો પ્યાલો પીવાનો વારો આવવાનો છે.

સુંદરા

તો તો ત્યાં સુધી શું કરીશું ?

મેનેજર

તું કહે ને, સુંદરા ! પીશું ?

સુંદરા

ના, આજે નહિ. તો તો મહારાજા વિક્રમસિંહ મને ચાંદ પહેરાવવા આવે ત્યારે મારૂં મોઢું ગંધાય.

મેનેજર

કાંઇ ખાશું ?

સુંદરા

ના. (થોડી વારે તોરમાં) પણ કહો તો, લોકો આજે શું ધારે છે ?

મેનેજર

જ્યાં સાંભળો ત્યાં સુંદરા, વિરહી રામે એકલે જ આખું દંડકારણ્ય નાદથી ભરી મૂકયું હતું. આજે તો આખું ઑડિયન્સ રામસ્વરૂપ થઇ ગયું છે. વધારામાં આખું રાજ્યમંડળ આજે જોવા પધાર્યું છે.

સુંદરા

તમે ક્યારેક ક્યારેક એવું મીઠું બોલો છો !

(મેનેજરનો હાથ પકડી ઉછાળે છે.)

મેનેજર

(એને ભીંસે છે.) સુંદરા, તારા કીર્તિકળશની રાત્રીને મારા જીવન-સાફલ્યની રાત્રી બનવા દે ! (હોઠ પાસે આણે છે.)

સુંદરા

(માછલીની જેમ તરફડતી છૂટી થતી) તમે સાવ ભાન

વિનાના છો. વર્ધમાન આવી લાગે તો શું થાય એની કલ્પના સુદ્ધાં સરખી યે રાખતા નથી.

મેનેજર

મને આમ બહાવરો કાં બનાવે, સુંદરા ? વર્ધમાનને અશ્વિની રૂપે વનોપવનમાં બહાવરો ભટકાવ્યા કરે છે તો ય તારી તૃષા તૃપ્ત નથી થતી, સુવર્ણચંપા ?

(થોડી વારે, બીજા ખૂણામાંથી) ના. પણ કેમ તારી એ તૃષા છીપે ? તારી એ તૃષા તો છીપશે જ નહિ કદી. અને આધા, મારી જેવાં તો અસંખ્ય પંખીડાં તારી તૃષાના એ અજગરમાં હોમાયા કરશે સર્વદા.

(ફિલ્સૂફની છટાથી ઉભો રહે છે.)

સુંદરા

અનેક નાટકો જોઇ જોઇને તમને ય નાટકી થતાં આવડી ગયું લાગે છે, મેનેજર ! પણ એ તો જોનારાઓને એ મીઠું લાગે, સમજ્યા ? નાટક કરનારાઓને તો જોનાર જોડાંઓ તલપાપડ કરી મૂકે છે. (રમાડતી) પણ એમ નિરાશ ન થા મારા ફિલ્સૂફ ! (નાટકી થઇ) એમ નિરશ થઇ મને કરૂણરસપ્રધાન નાયિકા ન બનાવ મારા નાયકા ! (પાસે જઇ આમંત્રતી ઉભી રહે છે. મેનેજર જોઇ રહે છે.)

બાઘ્ઘો ! વખત વર્તતા ય આવડતો નથી.

( મેનેજર એને પકડે છે. )

હવે નહિ, ખચ્ચર !

( ધક્કો મારે છે. )

મેનેજર

જો આમ જ કરવું હોય તો હું આ ચાલ્યો !

સુંદરા

પણ એમ હું જવા કેમ દઉં ? એક માણસથી મારૂં પેટ ભરાતું નથી. આવ તું ય તે!

( અપરાજિતા સમી ઉભી રહે છે. )

આજે મારી હસ્તી મારા પોતાના બંધનોમાં સમાતી નથી. એને છૂટું થવું છે! છૂટું થવું છે, મેનેજર!!

મેનેજર

( નજીક જઇ એને બાથમાં લે છે. એ જ સમયે વર્ધમાન બારણાંમાં આવી ઉભો રહે છે. એણે મહારાજાધિરાજ અશ્વિનસિંહનો પોશાક પહેર્યો છે. ઝગમગતા મોતીજડયા મુગટ નીચે એનું પ્રભાવશાળી મોઢું કાંતિમાન બની રહ્યું છે. ) સુંદરા! સુંદરા!! સુંદરા!!! જાણે એ નામથી નાટકશાળા ગજવી મૂકું! આ આકાશનો ગુંબજ ફાડી નાખું તારો જયજયકાર કરી!

સુંદરા

અને એ સાચે જ મારો જયજયકાર હશે! આકાશ ફાડતા ફાડતા તુંય ફાટી જઇશ, અને પછી બીજાનો વારો આવશે.

મેનેજર

અનન્તઉદરા સર્જનવન્તી! એ ય ભલે થાય!

(જોરથી એને ચુંબન કરે છે. વર્ધમાન બારણામાંથી જ પાછો ફરે છે. સુંદરા મેનેજરને તરછોડી ધક્કો મારે છે. મેનેજર ચાલતો થાય છે. સાતમે પાતાળ ઉતરી ગએલી સુંદરા બે ઘડી નીચે જોઇ રહે છે.)

સુંદરા

હા......હા......હા! (હસે છે.) આખા વિશ્વમાં પ્રસરી જાઉં!

જેમ નાટકના તખ્તા ઉપરથી સામ્રાજ્ઞીની છટાથી પ્રેક્ષકો ઉપર દીપ્તિ ઝરૂં છું તેમ જીવનના તખ્તા ઉપરથી વિશ્વને તંદ્રાસુપ્ત કરૂં ! અને તો ય......તો ય હું ઉણી રહું !

(આરસામાં પોતાના સ્વરૂપને બંદીવાન કરે છે.)

સુંદરા ! સુંદરા ! ! સુંદરા ! ! ! (આવેગમાં પોતાના જ પ્રતિબિમ્બને ચુંબન કરે છે.

વર્ધમાન પ્રવેશ કરે છે. એના મોઢાં પરની રેખાઓ બદલાણી નથી; પણ ઉંડે જઇ સ્થિર થઇ ગઇ છે. તે સુંદરા પાસે આવીને ઉભો રહે છે.

આરસામાં પોતાની પડખે ગોઠવાયેલા વર્ધમાનના પ્રતિબિમ્બને આધારે પોતાના હાથ પાછળ પસારી વર્ધમાનને કોટિ કરે છે. પછી એકદમ ફરી જઇ એની આંખોમાં અમી ઝરે છે. )

**સુંદરા**

વર્ધમાન !

**વર્ધમાન**

સુંદરા !

**સુંદરા**

(એના હાથ પકડતી) રાજરાજેશ્વર અશ્વિનસિંહ !

**વર્ધમાન**

રાજરાજેશ્વરી સુવર્ણચંપા !

**સુંદરા**

(મહાત થતી) તો બન્ને નહિ. પુરૂષ !

વર્ધમાન

ઓ!

સુંદરા

(હાથ છોડી દઇ સામે જોઇ રહે છે. એની આંખમાં અસ્વસ્થતા છે.) તને શું થયું છે, વર્ધમાન? મને પકડતો કેમ નથી?

વર્ધમાન

પકડવાનું તો તારે છે, સુંદરા!

સુંદરા

(એકદમ ધસી એના હાથને ચુંબન કરે છે.) મીઠ્ઠા!

વર્ધમાન

જો, નાટક ન કર. સામાન્ય સ્ત્રી પુરૂષો એકાંતમાં ય એકબીજાને 'વહાલી–વહાલા' નથી કરતા.

સુંદરા

આપણે સામાન્ય નથી.

વર્ધમાન

અને અસામાન્ય પણ નથી.

સુંદરા

તેં મને એકવાર અસામાન્યા કહ્યું છે.

વર્ધમાન

નાટકમાં!

સુંદરા

અને ઉરને એકાંતે પણ.

વર્ધમાન

ભૂલ કબૂલ કરૂં છું.

સુંદરા

આજે આ બધું જવા દે, વર્ધમાન! આજે આપણી કત્તલની રાત છે! મારા અને તારા વિજયનો આજે કળશ ચડવાનો.

વર્ધમાન

તું ખરૂં કહે છે.

સુંદરા

અને આજે કદી નહોતું કર્યું તે કરવાનું છે. લોકોને ગાંડા કરી મૂકવા છે, વર્ધમાન;–મારે અને તારે મળી! જાણે નાટક મટી એ સત્ય–જીવન બની જાય! સમજ્યો ?

વર્ધમાન

તને શોખ છે એનો ?

સુંદરા

હા–સ્તો! મારા એકલીના!

વર્ધમાન

(ભારેલા અગ્નિના તાપથી) તો રમી લઇએ!

સુંદરા

(પામી જતી) ભલે! (પ્રમત્ત થતી લપડાક મારતી ચાલી જાય છે.)

વર્ધમાન

(એકદમ ભૂત ભરાયું હોય તેમ) અરે કોણ છે ત્યાં ?

નોકર

(એકદમ પ્રવેશ કરી) હું, સાહેબ !

વર્ધમાન

જા, મારા શીશા લાવ. **શીશા,** સમજ્યો ? એક નહિ, બન્ને !

નોકર

હા, સાહેબ ! (જાય છે.)

વર્ધમાન

(કબાટમાંથી મોરથૂથાનો એક કટકો ઉપાડી ખિસ્સામાં નાખે છે. પછી ખુરશી તાણી અરીસા પાસે બેસે છે. પોતાના પ્રતિબિમ્બને ઘણી વાર સુધી જોઇ રહી પોતાને જ ચૂમે છે.)

સુંદરાને શોખ છે આવો !

(નોકર આવી બે શીશા અને એક પ્યાલી ટેબલ ઉપર મૂકી જાય છે.

કશું પણ બોલ્યા વિના વર્ધમાન એક પછી એક પ્યાલાઓ ખલાસ કરવામાં પડે છે.)

## — ઉત્તરાર્ધ —

## — પ્રવેશાનુક્રમે પાત્રો —

અશ્વિનીસિંહ
સુવર્ણચંપા
મેનેજર
પ્રોમ્પ્ટર
ડાયરેક્ટર
ડોરકીપર
પ્રેક્ષકગણ
ન્યાયાધિશ

દૃશ્ય :

રાજરાજેશ્વર અશ્વિનીસિંહનો શયનખંડ દૃશ્યમાન. પાછળના પડદા ઉપર ચિત્રથી ઉપર ચડતાં પગથિયાંઓનો અને આરસના સ્તંભોનો ભાસ કરાવવામાં આવ્યો છે. એક કિનખાબના મંડપ નીચે મોટો સુવર્ણપલંગ ઢાળવામાં આવ્યો છે. પૂંઠા કોતરીને અગાશીનો આભાસ કરવામાં આવ્યો છે. લાકડાના ઝાડોમાં વીજળીના દીવા ઝબક ઝબક થાય છે.

પડદો ચડે છે ત્યારે આકાશના આભાસમાં ચંદ્રમાનો ગોલક ચડતો હોય તેવી રચના કરવામાં આવી છે. રાજરાજેશ્વરી સુવર્ણચંપા પલં-ગમાં પોઢી ગઈ છે. લીલા મખમલના ઓશીકા ઉપર એનું મોઢાનું કમળ ગોઠવાયું છે.

સુવર્ણચંપાના બંધ પોપચાં ઉપર તાકતો વિહ્વળ અશ્વિનસિંહ, શયનપોશાકમાં સજ્જ, સુવર્ણચંપાની પાછળ બેઠો છે.

**અશ્વિનસિંહ**

અડું છું અને અંગેઅંગમાં આગ પ્રસરે છે. આખી રાત આ સ્વરૂપવાન અગ્નિની પડખે સૂવાનું. અને ઉંઘ પણ બળી ખાખ થઈ જાય છે.

( ઉભો થઈ જાય છે. આગળ આવે છે. )

સહનશક્તિને પણ અવધિ આવી હોય એમ લાગે છે. હું ક્યારે શું કરી બેસીશ તેની મને ખાત્રી નથી.

( અગાશીની પાળ ઉપર હાથ ઠેરવે છે. )

ઓ ઉંચે ચડતા ચંદ્રમા ! ઉગે છે ત્યારથી આથમે છે ત્યાં સુધી તું એકલો ને એકલો કેમ રહે છે તેનો ભેદ આજે મને સમજાય છે. જગતમાં કોઇ કોઇનું નથી–કોઇ કોઇનું થઇ શકે નહિ એવો તારો ઉજ્જવલ સંદેશ કોઇ ઝીલતું કેમ નહિ હોય !

( બન્ને હાથમાં માથું દાબે છે. )

ઓ અસ્ખલિત પ્રવાહે ઉછળતા અને ઓસરતા સાગર ! તારા આ અનંત આક્રંદના શબ્દો આજે મને સમજાય છે. આકાશને પ્રેમ કરવા જતાં તારે વિષ પીવું પડયું—નીલકંઠ થવું પડયું. આ તારૂં આક્રંદ એ તો એ વિષપાનનો અનંત ઓડકાર માત્ર છે.

(અસ્વસ્થ ચિત્તે આંટા મારતો સુતેલી સુવર્ણચંપા પાસે પહોંચે છે.)

વિશ્વવિમોહન સ્વરૂપ ! તારો ય સંદેશો આજે મનેઃસમજાય છે. ગૌરીશંકરે કામને ભસ્મિભૂત કરી ખાખ કર્યો એનું વેર લેવા અનંગે અંગનો આશ્રય લઇ માનવકુલને ભસ્મસાત કરવાનું બીડું ઝડપ્યું.

(એકદમ દૂર દોડી જઇ) પણ એ બધું આજે,–આટલું મોડું સમજાય છે. અને અત્યાર સુધી તો હું આમંત્રણ ભરી આંખે ઝબકતી દીવાદાંડી તરફ ખેંચાતી નાવ સમાન હતો. મને ખબર નહોતી કે ત્યાં તો ભેખડની બાથ છે !–અફળાઇને અદશ્ય થવાનું છે !

( અગાશીના પગથાર ઉપર બેસી જાય છે.—થોડી વારે ) અને આ ભભૂકતો જ્વાલામુખી અંતરમાં ક્યાં સુધી ભારી રાખવો ? બધું જાણું છું છતાં કાંઇ ન જાણવાનો ડોળ કરવાનો છે. બધું અસહ્ય છે છતાં સુખની પરાકાષ્ટા આપનારૂં છે તેવો સ્વાંગ સજવાનો છે.

( ઉભો થઇ જાય છે. )

ના ! ના ! ! ના ! ! ! આજે તો બધું સ્પષ્ટ કરી દઉં ! આજે તો

સર્વ અનુતાપનો છેલ્લો ભડકો પ્રકાશી ઊઠું ! એને જગાડું !–જગાડું એને ! !

( સુવર્ણચંપા તરફ જાય છે. )

ના ! ના ! ! ( ખચકાઇ પડે છે. ) કેટલી ય સ્ત્રીઓ નંદનવન બની છે એની સાથે ! કેટલી ય ક્રીડાઓ પૃથ્વીના અનંત આનંદમાં ભળી જઇ કાંટા થઇ સુવર્ણચંપા સ્વરૂપે ફૂટી નીકળી છે–વનવનાન્તે !

( થોડી વારે ) એ બધા સ્વર્ગાનંદની સ્મૃતિમાં આ જ્વાલામુખીને પણ કેમ ન ભારી રાખું ?

(થોડીવારે) પણ નથી સહાતું ! નથી સહાતું !

(કૂદીને પલંગ પાસે જાય છે. નિષ્ઠુરતાથી સુવર્ણચંપાને ઢંઢોળે છે.)

જાગી ઊઠ ; જાગી ઊઠ ! ઉંઘવાનું નથી તારે, સુવર્ણચંપા ! કેમ કે મારી ઉંઘ ઉપર તારૂં શયન છે.

### સુંવર્ણચંપા

(એકાએક જાગી ઉઠે છે. હેબતાઇને ઘડીભર જોઇ રહે છે. પોતાનું સર્વ માર્દવ એક શબ્દમાં મૂકે છે.) નાથ ! (આંખો ઢાળી દે છે.)

### અશ્વિનીસિંહ

(મન ફરી ગયું હોય તેમ પસ્તાતો) ના ! ના !

### સુવર્ણચંપા

આવો તો પાસે ! ઉંઘ નથી આવતી ?

### અશ્વિનીસિંહ

(મૂઢ ભાવે) ના !

સુવર્ણચંપા

આવો, સાથે ઉંઘીએ.

અશ્વિનીસિંહ

(મૂઢની જેમ અનુસરે છે. ઓચિંતો કૂદી ઊઠી) ના! ના! તાપ લાગે છે! બળી ઊઠું છું!

સુવર્ણચંપા

મને અડવા દો. શાંતિ થશે.

અશ્વિનીસિંહ

ના, ના, ના. તો તો અંગે અંગે વિષ પ્રસરે, અને રોમે રોમે એની શિખા ચડે. કુલ્ટા! આજથી તારે ઉંઘવાનું નથી. અને મેં તો મહિનાઓથી જાગરણ કર્યાં છે.

સુવર્ણચંપા

(ચાંદીના કળશમાંથી પાણી આપતી) પાણી પીઓ અને શાંત થાઓ.

અશ્વિનીસિંહ

(હાથ ખેંચી લઇ નીચે ઉતારે છે. પછી એના હાથમાંનો પ્યાલો ઝૂંટવી લઇ પોતાની અને સુવર્ણચંપાની વચ્ચે ધારા કરે છે.)

આપણને અળગા કરતી આ મહાનદ. એ સિંધુ જેટલી મત્તરપૂર, બ્રહ્મપુત્રા જેટલી મહાન, અને ગંગા જેટલી ઉંડી છે. અને આપણે ફરી કદી એકઠાં થવાનાં નહિ.

સુવર્ણચંપા

(પગે પડી વંદના કરતી) પણ તમને શું થયું છે આજે, વહાલા? મારો અપરાધ થયો હોય તો ક્ષમા માગું છું.

અશ્વિનીસિંહ

ક્ષમા? સર્જન સમસ્તની ક્ષમા માગું તો ય તે ઉણી પડે! સુવર્ણચંપા, મારા પ્રેમનો તેં સારો બદલો આપ્યો.

સુવર્ણચંપા

પણ કહો તો ખરા, મારો અપરાધ શો છે?

અશ્વિનીસિંહ

પાપિષ્ટા! અપરાધનું પૂછે છે? (એનો ચોટલો ઝાલે છે.) અહા! તને રાજરાજેશ્વરથી સંતોષ ન થયો તે એક સેનાપતિ......

સુવર્ણચંપા

(એક ઝાટકાથી મુક્ત થઇ વિફરેલી સિંહણની જેમ કાંપવા લાગે છે.) કબૂલ છે!

અશ્વિનીસિંહ

શું?

સુવર્ણચંપા

મહાનદને આ તીર રહી જવાનું કબૂલ છે મને!

અશ્વિનીસિંહ

રહેવાનું તો નથી જ!–પછી આ તીર કે પેલે તીર! તેં મને પાન કરાવ્યું. હવે મારે તને પાન કરાવવાનું છે; અને પતિ તરીકેની મારી એ છેલ્લી આજ્ઞા છે.

(ગોખમાંથી એક સુવર્ણજડિત વાટકી લઇ આવે છે.)

સુવર્ણચંપા

અને પત્ની તરીકેનું મારૂં આ છેલ્લું આજ્ઞાપાલન છે.

## અશ્વિનીસિંહ

એ તો છે જ! આ હળાહળ વિષ છે.

## સુવર્ણચંપા

હળાહળ વિષ પીને મીરાએ તો ભવોભવની ભાવટ ભાંગી હતી. પણ હું તો ભવોભવ ભાંગી નાખવા માગું છું. અશ્વિન! હિન્દુ કન્યાઓ પુનર્જન્મમાં માને છે અને આ જન્મે અધૂરાં રહેલાં આવતે જન્મે પૂરાં થશે એવી શ્રદ્ધા સેવે છે. એટલે આટલા માત્રથી આ છેલ્લું આજ્ઞાપાલન થઇ શકે તેમ નથી. પણ......

## અશ્વિનીસિંહ

( કાંપતો ) પણ...?

## સુવર્ણચંપા

પણ આ તો હું ઇચ્છા કરૂં છું કે ભવોભવ એકાકિની અવતરીશ. કોઇની નહિ થાઉં કદિ; છતાં કોઇને મારા થયા વિના નહિ જીવવા દઉં; અને મારા થયા વિના રહેશે તે ય જીવશે નહિ.

## અશ્વિનીસિંહ

ઠીક. આવો દેવી!

( પાસે જાય છે અને સુવર્ણચંપાની અરતાફરતા હાથ ગોઠવે છે. કૂદીને સુવર્ણચંપા કોડથી એના ખોળામાં ચડી બેસે છે. એની આંખમાંથી એક આંસુ પડે છે. અશ્વિનીસિંહની આંખમાંથી પણ અશ્રુધાર થાય છે. )

## સુવર્ણચંપા

તમારા ખોળામાં હું શિવના ખોળામાં ચડેલી પાર્વતી સમાન

લાગું છું, નહિ? ફેર માત્ર આટલોઃ પાર્વતીનો શિવ નિલકંઠ થયો:– પણ અશ્વિનની ચંપા નીલકંઠા થશે!

( ઊછળની એક ચુંબન ચોડે છે. )

આશ્વનીસિંહ

(મોરલાની જેમ કેકી ઉઠતો)

પીયો, ગોરી! નકર હું પી જાઉં રે .....

સુવર્ણચંપા

(વાટકી ગટગટાવી જાય છે.

ક્ષણમાં ઉછળી પડે છે; અને કારમી ચીસ સાથે ઢળી પડે છે.) દગો! દગો!! દોડજો! દોડજો!! મને વિષ પાયું! દોડજો કોઇ! વર્ધમાને મને સાચે જ વિષ પાયું!

(રંગભૂમિ ઉપર તરફડવા લાગે છે. વર્ધમાન મુગટ ફેંકી દે છે, અને એક પછી એક સ્વાંગ ચીરવા લાગે છે. પછી અટ્ટહાસ્ય કરતો ઉભો રહે છે.)

વર્ધમાન

સુંદરા, તને શોખ હતો એનો! અને સુવર્ણચંપા તરીકે તેં ભવે-ભવના એકાકિનીત્વની ભાવના કરી, તો વર્ધમાન તરીકે જન્મોજન્મનું હું મારૂં એકાકિત્વ વાંચ્છું છું;–નટવર નાગર પાસે!

( મૂઢ પ્રેક્ષકવર્ગ તરફ કરી ) મહારાજ, મને ગિરફતાર કરો. મેં સુંદરાને ઝેર આપ્યું છે.

[ આસપાસની પાંખોમાંથી મેનેજર, પ્રોમ્પટર, ડાયરેકટર, ડોરકીપર (દશ વર્ષ પછી નાન્દીના મેનેજરનું મોઢું બની રહે તેવી આગાહી વાળું વદન), અને બીજા ઍકટરો ધસી આવે છે. પ્રેક્ષકવર્ગમાંથી

કેટલાક કૂદી કૂદીને રંગભૂમિ ઉપર ચડી જાય છે. બધાના કોલાહલમાં સુંદરાનો આર્તનાદ તણાઇ જાય છે; અને ટોળાંની આડે એનો લીલો-કાચ દેહ અદૃશ્ય થાય છે.

થોડી વારે આસપાસના લોકોને ખસેડતો વર્ધમાન ટોળા બહાર આવે છે અને દૂર ઉભેલા ન્યાયાધિશ પાસે જઇ પગે પડે છે.]

**વર્ધમાન**

ગુન્હો કબૂલ કરૂં છું, ન્યાયાધિશ!

**ન્યાયાધિશ**

ફોજદાર!

(અંધારૂં છવાય છે.)



— ભરતવાક્ય —

## — પ્રવેશાનુક્રમે પાત્રો —

મેનેજર

ફોજદાર

નગરશેઠ

સ્ટેશન માસ્તર

કવિરાજ

સુશીલ

ડોરકીપર

કાળિયો માળી

સૂત્રધાર (અદૃશ્ય)

આગંતુક

**દૃશ્ય : :** નાન્દીનું જ.

પડદાના ચડવાની સાથે અજવાળું ઉમેરાતું જાય છે. પૂરતું અજવાળું થતાં ઘડિયાળમાં મિનીટનો કાંટો બારને અડવા આવતો દશ્યમાન. ફોજદાર, સ્ટેશન માસ્તર, કાળિયો માળી, નગરશેઠ, કવિરાજ વગેરે મેનેજરની ખૂબ નજીક પહોંચી ગએલા દેખાય છે. માત્ર સુશીલ દૂર બેઠાં બેઠાં આછું મલકી મલકી નીચે જોયા કરે છે.

**મેનેજર**

પણ તે દિવસનો તેઓનો અભિનય ! જીવનમાં એવો મેં જોયો નથી.

**ફોજદાર**

પણ પછી વર્ધમાનનું શું થયું ?

**મેનેજર**

વકીલ બહુ બાહોશ હતો એટલે ફાંસીમાંથી તો બચી ગયો; પણ દશ વર્ષની જેલ મળી.

**નગરશેઠ**

માણસો ય થાય છે કાંઇ ! જવા ઘો ને : કાંઇ નથી એમાં !

**સ્ટેશન માસ્તર**

તો તો હજી એ હશે ખરો !

**કવિરાજ**

હા, જાળવજો. ટ્રેનમાંથી ઉતરીને કોઇક દિવસ તમને ઓચિંતો અફળાઇ ન પડે !

### સુશીલ

( આછું મલકી નીચે જોઇ જાય છે. )

### મેનેજર

મને તો ભય પેઠો છે કે મગનો અને છગનો આજે કાંઇક એવું જ કરી ન બેસે !

### કવિરાજ

હા, આજના નાટકમાં ય જાળવવા જેવું ખરૂં !

### ડારકીપર

(પ્રવેશ કરી) સાહેબ, ન્યાયાધિશ સાહેબનો માણસ આવ્યો છે. કહે છે કે સાહેબ પા કલાક મોડા આવશે એટલે પડદો મોડો ઉપડે.

### મેનેજર

એમાં ના નહિ !

(ડારકીપર જાય છે.)

### નગરશેઠ

આજકાલના અધિકારીઓ ય કાંઇ છે ? જવા ઘો ને મારા મહેરબાન : કાંઇ નથી એમાં !

( ઘડિયાળમાં દશના ટકોરા પડે છે; અને ત્રીજી ટકોરી વાગે છે. બંદૂકનો એક ધડાકો થાય છે. હારમોનિયમ અને તબલાંની તરમઝટ વચ્ચે સૂત્રધારનો પહાડી અવાજ ગાજી રહે છે. )

### મેનેજર

(સફાળા ઉભા થઇ જઇ) કોણે ટકોરી વગાડી ? રેઢિયાળ ! હજી તો ન્યાયાધિશ સાહેબ પણ આવ્યા નથી ને......

### કવિરાજ

( ઉભા થતા ) હવે કાંઇ એક વખત પડદો ચડ્યો તે પાછો પડાશે ? ન્યાયાધિશ સાહેબ આવે ત્યારે નવેસરથી શરૂ કર્યું !

### સુશીલ

( આછું મલકી નીચે જોઇ ઉભા થાય છે. )

### નગરશેઠ

ચાલો ત્યારે, સાહેબ, સલામ. અમે સહેજ નાટક જોઇને જ જઇએ. ચાલો ફોજદાર ! ચાલો ને માસ્તર સાહેબ !

### સ્ટેશન માસ્તર

હા, એ ઠીક સૂઝાડ્યું !

( બધા નમસ્કાર કરતા કરતા જાય છે. )

### મેનેજર

( કાળિયા માળી ઉપર નજર પડતા ) સાળા રેઢિયાળ ! નાટક શરૂ થઇ ગયું તો ય હજી અહીં ઉભો છે ?

(કાળિયો જવા જાય છે. પાછળથી ફાટી ગએલી એની રેશમી સુરવાળ દેખાઇ જાય છે.)

સાળા તારી સુરવાળ તો ફાટી ગઇ છે. મોટો અકબરબાદશા થઇને આવ્યો છે તે ! દિવસભરમાં સાંધી લેવાની ય ફુરસદ નથી મળતી ?

(ટેબલ ઉપરથી "પ્રણવીર પ્રતાપ"ની હસ્તપ્રત ઉપાડી કાળિયાના માથામાં મારે છે.) લે, આ લેતો જા; પ્રોમ્પ્ટરને આપજે.

(કાળિયો માળી જાય છે. ઘડીભર એકલા એકલા મેનેજર આમથી તેમ આંટા મારે છે. પછી ખિસ્સામાંથી સીગારેટનું અડધું પીધેલું ઠોઠું

કાઢી સળગાવે છે; અને ખુરશીમાં પડ્યા પડ્યા સૂત્રધારની નાન્દી સાંભળે છે:—

"અજબ રસ જમાવ્યો,
વિલમ્બીત ને ત્વર :
પૃથ્વિના તખ્તા પર :
નમન કરૂં તુજને, નટવર !

તું સૂત્રધાર, વિશ્વંભર !
નટ સકળ નારી ને નર :
જીવન ભીષણ ને મનોહર,
નાટક એક સુખકર :
નમન કરૂં તુજને, નટવર !"

એક આધેડ વયનો માણુસ આવી મેનેજરની તંદ્રા તોડે છે. એના ગાલમાં ખાડા છે, અને આંખો આસપાસ કરચલીઓ પડી છે. દાઢીના વાળ વળી ગયા છે. કપડાં કંગાલ અને ફાટેલાં છે. મુખાકૃતિ વર્ધમાનને મળતી છે.)

**આગંતુક**

સાહેબ, નોકરીમાં રાખશો ?

**મેનેજર**

(જાગી ઉઠતા હોય તેમ) કોણુ ?

**આગંતુક**

હું.

**મેનેજર**

ટિકિટ ક્યા વર્ગની છે ?

આગંતુક

ઑરચેસ્ટ્રાની.

મેનેજર

ક્યાં છે ? બતાવ જોઉં ?

આગંતુક

ઑરચેસ્ટ્રાની ટિકિટ તે કાંઇ બતાવાતી હશે !

મેનેજર

તો તને કોણે દાખલ થવા દીધો ?

આગંતુક

ડોરકીપર નાટક જોવામાં પડયો એ તકનો લાભ લઇ હું અંદર સરકી આવ્યો. પણ પોલીસને બોલાવશો નહિ. મારે નાટક નથી જોવું; મારે તો નોકરી જોઇએ છે.

મેનેજર

સાળા બધા જ ડોરકીપર હરામી હોય છે.

આગંતુક

સાહેબ, તમે ય હતા !

મેનેજર

(ચમકી) તું... !

આગંતુક

(મૌન સેવે છે.)

મેનેજર

જા...જા...જા...જા... । અહીં નોકરી–બોકરી નથી । જા...જા ...જા... । ચાલ્યો જા !...જા !

(બોલતા બોલતા આગંતુકની દિશામાં વધતા જાય છે, અને આગંતુકની પાછળ દ્વાર વાસે છે.)

આજની રાત......

(નેપથ્યમાં ચાલ્યા જાય છે.

પડખેથી "નટી !"

"પ્રાણનાથ !"

એવા અવાજો આવે છે.)



[ અગિયારસનાં અજવાળાંને અમાસના કાજળમાં ફેરવીને વાદળા-ઓએ આકાશને ઘટાટોપ છાવરી દીધું છે. વારેવારે મેઘાડંબર ગાજે છે, અને વીજળીના ચમકારાઓમાં પરિણમી રડવાને અશક્ત એવા હૃદયોની જેમ શૂનમૂન થઇ જાય છે.

બેટ આસપાસનો દરિયો તોફાને ચડ્યા છે. વ્યથિત હૃદયે પોતાના પહોળા હાથો ભેખડો સાથે પછાડી સાગર શ્વેત શોણિત વહેવડાવે છે. કાંઠો શૂમશામ છે, અને નજરે પણ ન ચડે એવાં સમદરવેલનાં પાંદડાંઓ સિવાય કોઇ ફરકતું પણ નથી. ભેખડની કોતરોમાં અટવાઇને સમીર ભૈરવની તાળી લે છે.

દિવાદાંડી નીચે એક હોડી છે. અડધી પાણીમાં અને અડધી જમીનમાં; એક પગ હોડી ઉપર ઠેરવી, અને બીજો પગ રેતીમાં ભરાવીને વીજળી ઉભી છે. પવને એની શઢ જેવી ઉડતી ઓઢણી અને કાળા ભમ્મર વાળ સાથે ક્રીડા આદરી છે. આંખોમાં આકાશની ગંભીરતા છે. એની સામે, થોડે દૂર, હલેસાને કાખ નીચે ઠેરવી મેઘલો ઉત્સુક ઉભો છે. માથાના ફેંટિયા નીચેથી એના વાંકડિયા વાળ ડોકિયાં કરે છે.

અને ઉપર દિવાદાંડી એની અમર આંસુડે ઝળકતી લાલ આંખ પટપટાવે છે. ]

### વીજળી

અને પહાડ પહાડ જેવડાં મોજાં ઉછળશે!......

મેઘલો

મને ખબર છે.

વીજળી

સાતફેણીઆ શેષનાગ જેવો પવન ફૂંફાડા મારી આપણી હોડી ઉંધી વાળવા મથશે.

મેઘલો

હું જાણું છું, વીજળી.

વીજળી

અને મેઘલા, વરસાદ તરમઝુટ ત્રાટકશે. સલામત પાર પહોંચવાની આશા નથી.

મેઘલો

હું ખારવાનો દીકરો છું, ખારવણ. મને એ બધું કહેવાનું ન હોય.

વીજળી

પણ પછીનું નહિ જાણતો હો. બંદરે પહોંચ્યા પછી ત્યાં કોઇ કંકુચોખા લઇને નહિ ઉભું હોય. ડાંગના ધા ઝીલવા પડશે, ધા !

મેઘલો

વીજળી, હવે હદ થાય છે. તને હજાર વાર કહ્યું કે મેઘલો એની વીજળી માટે વીજળીના વરસાદ વચ્ચે ઝૂઝવા તૈયાર છે. નકામાં વેણ શું કામ વેરી નખાવે છે ?

વીજળી

તો ચાલો, મારી મૂકીએ. પણ હજી તને કહું છું પાછો જા. હું તને ઓળખું છું. મારા મીઠા મેઘલાને ઓળખું છું. ત્યાં તારાં કામ

નહિ. તું તો રૂખડાની ડાળે બેસીને બહુ બહુ તો બંસી બજાવ. ખૂબ શૂરાતન આવે ત્યારે ક્યારેક મધરાતે ઘર બહાર નીકળી મારી ઝૂંપડી સામે ઉભાં ઉભાં એકતારો બજાવ. હું તને બરાબર ઓળખું છું. મારા કવિડા ! તારૂં ત્યાં કામ નહિ. હઠ મેલી દે. અને કહું છું ને કે હિમ-ખીમ પાછી આવી તો તને જ પરણીશ. મને તારા કવિવેડાની જ લગની લાગી છે. પણ... પણ...

### મેઘલો

પણ શું ? કેમ અટકી ગઈ, વીજળી ?

### વીજળી

પણ એમ કે જો તું રણે ચડ્યા પછી પાછો ફર્યો તો કાં હું નહિ અને કાં તું નહિ. બાંધી મૂઠી સવા લાખની. હોડે હોડે જુધ્ધે નવ ચડીએ; ચડીએ તો પાછા નવ પડીએ.

### મેઘલો

એમાં તે શું કહી નાખ્યું ? ગાંડી રે ગાંડી ! જોને, આકાશનાં મેઘલાંએ થોડીક વીજળીઓ માટે ઓગળી ઓગળીને પાણી થઇ પડવાનું મન કર્યું. હું તો એક જ વીજળી માટે મડું થઇશ મડું !

### વીજળી

તો ચાલ. હંકારી મૂક.

(બન્ને હોડીમાં કૂદી પડે છે. સામસામાં બેસી હલેસા મારે છે. અંધારામાં એકબીજાની આંખના જ્યોતિ મેળવવા મથે છે.

હવે પછીની વાતો દરમિયાન હોડી દૂર દૂર ચાલતી જાય છે, તોફાન વધતું જાય છે, અને ધીમે ધીમે હોડી હંકારવી અશક્ય બનતી જાય છે.)

વીજળી

બેટનું નાક કાપીને ચાલતો થયો. એનું નાક કાપું ત્યારે જંપ વળે.

મેઘલો

બેટના જુવાનો ખૂટી ગયા છે તે આજે વીજળીને વહાણે ચડવું પડે છે.

વીજળી

બેટમાં જુવાનો છે કયાં ? હતા એટલા દારૂમાં પડ્યા. તારા જેવા રડયાખડયા ઉગરી ગયા તો કવિ બન્યા. અને આવતી કાલની ચિંતામાં આજને અભરાઇએ મૂકી.

મેઘલો

તું મને આટઆટલો ભાંડે છે તો ચોકખું કેમ કહી દેતી નથી વીજળી, કે હું તને ગમતો નથી ?

વીજળી

એમાં ન ગમવાનો સવાલ નથી. હું કવિ નથી છતાં મને જોઇને તને હરખ થયા વિના રહેતો નથી, તેમ તું ખારવાને ખોળે ઉછરીને પણ ખુમારીએ ખારવો ન થયો તો ય તને જોઇને મને કોઠે કોઠે દીવા થાય છે. માત્ર મનમાં થયા કરે છે મારા મેઘલામાં આટલું વધારે આવે તો કેવું સારૂં ?

મેઘલો

એ આવી ગયું સમજ. આજે ને આજે વીજળીના સ્પર્શથી અંધારૂં ય ઉજળું થાય તો મેઘલો થનથન નાચી ઉઠે એમાં શી નવાઇ ?

વીજળી

નાચી ઉઠશે પણ નાદ નહિ કરી શકે. પણ જવા દે એ બધું ! આજે તો જીવ્યા મર્યાની વાટ લીધી છે. આજનો દિવસ કવિ મટી જા,

કવિડા ! પણ તું નહિ મટે. જો મારી જમણી આંખ ફરકી. તું મને નિરાશ કરીશ, અને વીજળીની નિરાશા એટલે ભડકો. પોતે ય બળે અને બીજાને ય બાળે !

મેઘલો

ફિકર કરમાં, વીજળી, મારે ક્યાં શૂરાતન માટે શૂર થવું છે ? જે કરવું છે એ તો મારે તારે માટે કરવું છે, મારી વીજળી માટે કરવું છે. માટે તો હું નચિંત છું.

વીજળી

માટે તો હું નચિંત છું, ત્રીજા ટપ્પાનો ઉત્સાહ વરસાદ પડે ને ફરી જાય. અને જો આ વરસાદ શરૂ થયો.

(ઝાપટું શરૂ થાય છે.)

મેઘલો

મને વધુ સતાવ નહિ. મારી સાથે બોલતી નહિ !

વીજળી

બહુ સારૂં. વચન પાળજે.

(બન્ને મૂંગાં મૂંગાં હલેસાં માર્યે જાય છે. તોફાન વધે છે. હોડી ઓલે ચડે છે. વરસાદ કાન પડી વાત સાંભળવા નથી દેતો, પણ સાગરે એ બધું સાંભળા લીધેલું. હવે પછીનું બધું એણે કહ્યું છે ને મેં ઉતાર્યું છે.)

મેઘલો

એ...માર્યા...વીજળી !

વીજળી

કેમ બોલ્યો ? વચન પાળ.

મેઘલો

માથાકૂટ મેલ, વીજળી. બંદરે પહોંચાય એમ લાગતું નથી. આવું એક બીજું મોજું અને આપણે ઉંધાં !

વીજળી

તેમાં શું થઇ જશે ? નાક કપાવીને જીવવા કરતાં બાથ ભીડીને મરવું શું ખોટું ?

મેઘલો

તું મને કવિ કહીને સતાવે છે; પણ ખરૂં પૂછે તો તુંજ કવિ છે. નહિ તો મોતની સાથે રમત હોય ? મૂર્ખી !

વીજળી

મારૂંય એ જ કહેવું છે કે હું જ કવિ છું. પણ દુનિયાના મૂર્ખાઓ તને કવિ માને છે. પવન વાતાંવાતાં બરૂમાં બંસી બજાવે અને મૂર્ખાઓ માને કે એ સંગીત તો બરૂનું. મેઘલા, તારે જે ગાવું છે તે મારે જીવવું છે, અથવા ખરૂં તો મરવું છે. પણ હવે વધારે વાત નહિ. મૂંગો મૂંગો મારગ કાપ, નહિ તો કાંઇક......કાંઇક......

મેઘલો

વીજળી, મારા બાવડામાં જોર નથી રહ્યું. મારે નથી આવવું. ચાલો પાછા ફરીએ.

વીજળી

શું બોલ્યો, મેઘલા !

મેઘલો

કે મારે નથી આવવું; નથી આવવું; નથી આવવું. મેં તને આવી નહોતી ધારી !

વીજળી

નથી આવવું તો તને કોણે નોતર્યો હતો? મેં તને પહેલેથી કહ્યું હતું કે વીજળીનો ચમકારો મીઠો લાગે પણ અડવા જઈએ તો ખાક થઈ પડીએ... વેવલા...!

મેઘલો

બસ, બસ. તારૂં મારે કશું સાંભળવું નથી. મેં તને આવી નહોતી ધારી.

(હલેસું પછાડી ઉભો થઈ જાય છે.)

વીજળી

(તાડુકી ઉઠે છે) બેસી જા બેસી, કવિડા. કવિઓ જેને ગાય છે તેનો પરચો ઓળખતા નથી. તું મારાં ઓવારણાં લેતો પણ મને ઓળખતો નહિ એવી અંતરમાં ઉંડે ઉંડે બે તો હતી જ. ચાલ, બેસી જા. અધવચ્ચેથી તો બન્ને કાંઠા સરખા. કાં આ પાર ને કાં પેલે પાર! ચાલ હલેસું ઉપાડ! જો સાવધાન, મોટું મોજું આવે! મને નિરાશ નહિ કર!

(મેઘલો હાથમાં હલેસું લઈ મોજું વટાવે છે, આકાશમાં વીજળીનો કડાકો થાય છે. દિશાઓ ધ્રૂજી ઉઠે છે.)

મેઘલો

વીજળી, મારે નથી આવવું. હું દરિયામાં પડી આપઘાત કરીશ.

( ઉભો થઈ જાય છે. બહાવરાની જેમ ચારે બાજુ જોવા લાગે છે, પણ અંધારા સિવાય બીજું કશું દેખાતું નથી. )

વીજળી

પણ હું તને આપઘાત કરવા દઉં તો કે? જો તને મરવાનો જ મોહ હશે તો હું મારી નાખીશ. જંતુનું જીવન જીવ્યો, પણ જંતુની

જેમ મરે એ મારાથી નહિ સંખાય. ભિખારીને એઠું અપાય, પણ દીકરો હાથ લંબાવે તો કાપી નખાય. ગમે એમ તો ય તું મારો, મારો મેઘલો; મારો કવિડો !

મેઘલો

વીજળી, બહુ કસોટી થઇ. મને જવા દે !

વીજળી

( વેદનાથી બળી મરતી ) કવિડા, અંતે તેં મને બાળી નાખવાને નિશ્ચય કર્યો લાગે છે ! તું મને ઓળખતો નહોતો, પણ હું તને ઓળખતી હતી ! મારે તો બાંધ્યો ભરમ ન ફોડવાની આંખ મિંચામણી હતી, પણ તને ચડસ હતો; અને ચડસને આપણા બન્નેનો અંત આણવો હતો. જે ઇશ્વરે નિર્મ્યું હતું તે આપણાથી કર્યા વિના ન રહેવાયું. ચાલ, તૈયાર થઇ જા.

( ડોલતી હોડી ઉપર મક્કમ પગલે વીજળી આગળ વધે છે. એક હાથ વતી મેઘલાને ઓચીએ ઝાલી બીજે હાથ વાંસા નીચે મૂકી એને તોળી રહે છે. પછી એના હોઠના ગુલાબને ચૂમી આંખમાં આંખ પરોવે છે. )

મેઘના મોટા મોટા અવાજથી આકાશની વીજળી લોભાણી; પણ ભરમ ભાંગતા બળી મરી. હવે વાદળાંઓ રડ્યા જ કરશે; પણ એનો શો અર્થ ? હું તને મારી પાછળ રડવા રહેવા દેવાની નથી; તને પહેલાં જ પાઠવી દઇશ–શરમના સાગર તળે.

( આંખમાં લોહી ચડે છે )

બાથલા, મરતાં તો મકોડાનેય આવડે છે, કે ચટકો ભરીને કટકા થાય. પણ તને તો એય ન આવડ્યું; અને મને નિરાશાના દાઘ દીધા.

( આંખમાંથી આંસુ સરે છે )

તારે તારી મર્યાદા સમજવી જોઇતી હતી. વીજળીની આરાધના શક્ય છે પણ ઉપાસનામાં આત્મવિસર્જન જોઇએ. જા, કદી પાછા ન ફરવા માટે. પણ એક આશ્વાસન લેતો જા. હું તને ચાહતી હતી; એટલે બીજા કોઇને નહિ પરણું : તને જ ઝૂરીશ.

(દરિયાના ડાચામાં મેવલાને ફગાવી દે છે. દરિયો એને ગળી જઇ ઓડકાર ખાય છે. વીજળી બન્ને હાથમાં હલેસાં લઇ હોડી હંકારી મૂકે છે.)



[ ૧૭ મી મે ૧૯૩૦. અંધારી રાતના આઠ. ગામદેવીના રસ્તા ઉપર આવેલા સર અમલદેરાસરીના બંગલાના ત્રીજા માળનું દીવાનખાનું.

કાચના ઝુમ્મરો વચ્ચે વીજળીના દીવાઓ બળે છે. ઉત્તર અને દક્ષિણની દીવાલોમાં બાજુના ઓરડાઓમાં જવાનાં સામસામાં બારણાંઓ પડે છે. પૂર્વ તરફ અગાશીમાં જવાની ચાલ છે, અને પછી બાગમાં ઉતરવાની સીડી છે. પશ્ચિમનો ઝરૂખો રસ્તા ઉપર પડે છે.

ઓરડાની લાદી ઉપર જયપૂરી ગાલીચો છે. ખૂણાઓની ઘોડીઓ ઉપર ગ્રીક પૂતળાંઓ ગોઠવ્યાં છે. ભીંતને અઢેલીને લાલ મખમલના સોફાઓ મૂક્યા છે. વચ્ચે એક મોટું ટેબલ છે, અને એની ઉપર પિત્તળના ફુલદાનમાં ગલગોટા અને જાસુસના સહેજ કરમાએલાં ફૂલો ગોઠવ્યાં છે. બગીચામાંથી આવતો પવન ધૂપસળીઓની સૌરભ લઇને પશ્ચિમના ઝરૂખામાંથી મંદ ગતિએ પસાર થઇ જાય છે.

દીવાલો ઉપર ગવર્નરો અને વાઇસરૉયોની છબીઓ છે. પશ્ચિમની દીવાલમાં ઉંચે મહારાણી વિક્ટોરીયાનો ઝબ્બો ઉપાડીને ચાલતાં રાજાઓનું મોટું તૈલ-ચિત્ર છે. એનેથી ઘણે નીચે સોનાની ફ્રેઇમમાં મઢેલો સરનો ઇલકાબખત વીજળીનાં પ્રકાશમાં ચળકે છે.

પશ્ચિમના ઝરૂખા પાસે એક પલંગમાં આઠ વર્ષનો દીપક તાવથી ધગધગે છે. એના માથા ઉપર અડધા કપાળને ઢાંકી દેતો સફેદ પાટો બાંધ્યો છે. પાટામાં લોહીના ડાઘ છે. વચલા ઉઘાડા ભાગમાંથી અને કાનની આસપાસથી એના લાંબા સોનેરી વાળની લટો ડોકિયાં કરે છે. દીપકની માતા મેનાં દીપકના ઓશિકા પાસે દીપકના બીડાએલા પોપચાં

સામે તાક્તી નીચી દષ્ટિએ અને મ્લાન વદને બેઠી છે. દીપકની નવ વર્ષની બહેન ઊર્મિ ઓશિકાની બીજી બાજુએ લપાઇને ઉભી છે, અને ભાઇના મોઢા તરફ એકીટશે જોઇ રહી છે. આસપાસ ખુરશીઓ ઉપર દીપકના પિતા સર અમલ દેરાસરી, ડૉક્ટર, પોલીસ ઉપરી નંદરાય, અને અન્ય લોકો વ્યાકૂળ ચિત્તે બેઠા છે.

થોડી વારે હસ્તઘટી સામે જોઇ ડૉક્ટર ઉભા થાય છે. અને દીપકના ઓશિકા તરફ જાય છે.]

ડૉક્ટર

મેનાં બહેન, થર્મોમિટર લઇ લો તો !

(મેના દીપકની બગલમાંથી થર્મોમિટર લઇ ડૉક્ટરને આપે છે, અને પછી ફિક્કે ચહેરે ડૉક્ટર સામે જોઇ રહે છે. સૌની આંખો ડૉક્ટર સામે મંડાણી છે.)

તાવ તો વધતો જ જાય છે. !

(ડૉક્ટરના મોં ઉપર ઉચાટ દેખાય છે.)

સર અમલ

(સુક્કે અવાજે) કેટલી ?

ડૉક્ટર

ચાર.

સૌ

(ચમકી) ચાર !

ડૉક્ટર

હા ! બરફ મૂકવાની જરૂર છે. પણ માથાનો ઘા બહુ ઉંડો છે એટલે મૂકાય પણ કેમ ?

(સર અમલ નિસાસો મૂકે છે. ડૉક્ટર નીચા નમી દીપકનો હાથ પોતાના હાથમાં લે છે.)

દીપક, હવે તને કેમ લાગે છે? માથું દુઃખે છે?

મેનાં

(દીપકના કાન સુધી નમી) બેટા, ડૉક્ટર કાકા પૂછે છે કે હવે તને કેમ છે? માથું દુઃખતું મટી ગયું?

દીપક

(ધીરે ધીરે આંખો ખોલે છે.) બા, માથું તો ખૂબ દુઃખે છે, પણ મને ઠીક છે. (ફરી આંખો મીંચી દે છે. ક્ષણવારે ફરી ઉઘાડી) બા ઊર્મિને બોલાવ ને.

મેનાં

ઊર્મિ તો અહીં જ છે, બેટા. તારી પડખે જ ઉભી છે. (ઊર્મિનો હાથ પકડી પોતાની તરફ ભાવથી ખેંચી ખોળામાં બેસાડી માથું પંપાળવા લાગે છે.) તું પડી ગયો ત્યારથી એણે આંસુ સુકવ્યાં જ નથી. (ઊર્મિ ફરી રડવા લાગે છે અને મેનાની છાતીમાં મોઢું ઢાંકી દે છે.)

દીપક

ઊર્મિ, રોવાનું નહિ, હોં. રાષ્ટ્રધ્વજ ચડાવવા હું અગાસીએ ચડ્યો, બાપુ દેખી જશે એ બીકે ઉતાવળ કરવા ગયો અને પડી ગયો એમાં તારો વાંક નથી.

સર અમલ

રાષ્ટ્રધ્વજને વીસરી ઘડી જંપી જા, દીપક.

નંદરાય

રાષ્ટ્રધ્વજે તો મોકાણ માંડી છે. હજારોનાં માથાં ફૂટ્યાં તો ય

લોકોનો ચડસ ખૂટતો નથી, નેતાઓ તો બધા જેલમાં બેસી બગાસાં ખાય છે, અને આવા હૈયાફૂટાઓ હોમાય છે.

### દીપક

એવું ન બોલો, નંદકાકા. તમે બોલો છો ત્યારે મને એમ થાય છે કે જાણે મારા માથાનો પાટો છૂટી ગયો અને સવારની જેમ દડદડ લોહી દડવા માંડયું. (સહેજ ફરી) પણ બા, હું પડી ગયો ત્યારે રડયો નો'તો નહિ? મારાથી રડાય જ કેમ? હું તો રાષ્ટ્રધ્વજ ચડાવતાં પડયો.

### સર અમલ

દીપક, હવે રાષ્ટ્રધ્વજની વાત છોડે છે કે નહિ? તેં પાપ કર્યું અને પ્રભુએ તને તેની સજા પણ કરી. તું કેમ કાં સમજતો નથી?

### દીપક

રાષ્ટ્રધ્વજને હું કેમ ભૂલું, બાપુ? આંખો બંધ કરૂં છું, ત્યારે જાણે આખું આકાશ સફેદ લીલા અને કેસરી પટ્ટામાં વહેંચાઇ જાય છે. અને અંદર તારલાઓનો રેંટિયો પૂરાય છે. આંખો ઉઘાડું છું તો ય દીવાલે દીવાલે એ જ ત્રણ રંગો!

### સર અમલ

(કડકાઇથી) દીપક......

### ડૉકટર

સાહેબ, આપ અત્યારે સંભાળી જાવ. આપ ધારો છો તેથી કેસ વધારે ગંભીર છે. આપની વાતોથી દીપક વધારે ઉશ્કેરાશે. અત્યારે તો પ્રભુ ઉપર......

### એનાં

(આંખોનાં આંસુ લૂછતી) બેટા, બે ઘડી સૂઇ જા ને!

દીપક

બા, મારા શિક્ષક કહેતા હતા કે કોરિયામાં મારા જેવા હજારો બાળકોએ, વાવટા માટે પ્રાણ આપ્યા હતા. એમના પિતાઓ એમને યાદ કરી ગૌરવ લેતા; તો યે બાપુ કેમ મારી ઉપર ચીડાય છે?

મેનાં

(પાટા ઉપર હળવો હાથ ફેરવતી) બેટા, સૂઇ જા ને?

દીપક

(વાચાળ થતો જાય છે. આંખ વધારે ગહન બનતી જાય છે.)

ઊર્મિ, બપોરે બા જરા સૂઇ ગઇ ત્યારે તું આવીને મને કહી ગઇ ને, કે બાપુએ આપણા રામાના સુંદરને મારીને પૂરી દીધો છે? એને છોડ્યો કે નહિ? (ઊર્મિનો હાથ પકડે છે) કેમ બોલતી નથી?

ઊર્મિ

(ધીમે સાદે, બીકથી) બાપુએ હજી એને છોડ્યો નથી. વળી બાપુ તો કહેતા હતા કે હવે રામાને અહીંથી રજા આપવી પડશે. તે સાંભળ્યું છે ત્યારથી સુંદરની મા અને રામો રડ્યા જ કરે છે.

દીપક

(અસ્વસ્થ થઇ આંખ મીંચી દે છે. એનાં બીડેલાં પોપચાંમાંથી આંસુ દડે છે.) બાપુ, એવું શા માટે કરો છો? મને એ નથી ગમતું. એમાં સુંદરનો વાંક હતો જ નહિ. એ તો વાવટો લેવા નો'તો જતો. મેં એની સાથે અબોલા લેવાની વાત કરી એટલે ડરતો ડરતો ગયો. ત્યાર પછી ય એણે તો કેટલી ય વાર મને ના પાડી. એમાં એનો વાંક નથી. બાપુ, એને છોડી દો. રામાને રાખી લો! નહિ તો હું ય...હું ય......(હીબકા ભરી રડવા લાગે છે.)

સર અમલ

(ગળગળા થઇ દીપકના ઓશિકા પાસે જાય છે અને માથે હાથ મૂકે છે.)

બેટા, તું કહીશ એમ કરીશ, પણ હમણાં તું સૂઇ જા, દીપક.

દીપક

બાપુ, તમે મારી પાસે જ બેસો ને ! અને તું ય ઊર્મિ ! અને બા, તને ઊંઘ આવે તો ય ઊઠીશ નહિ હો ! આજે તમે સૌ મારી પાસે જ રહેજો. પાસે જ હો !

મેનાં

અમે સૌ અહીં જ છીએ, બેટા ! તું નિરાંતે સૂઇ જા.

દીપક

બા, મને ઊંઘ આવતી નથી. જરાક ઝટકું મારૂં છું ત્યાં સ્વપ્નું આવે છે કે બાપુ વાવટો ઉતારી લેવા આવ્યા. અને ઝબકીને જાગી જાઉં છું. પછી બાપુને અહીં જ ભાળી શાન્ત થાઉં છું. ઊર્મિ, જા તો જોઇ આવ ને વાવટો બરાબર છે કે નહિ ?

સર અમલ

બેટા, એ બરાબર છે. તું હવે છાનો રહે. જિંદગીભર સેવેલી મારી વિચાર સરણીઓ જાણે કડડભૂસ કરીને તૂટી પડે છે. હવે બંધ કર, બેટા, બધું બરાબર છે.

દીપક

શું બોલી ગયા, બાપુ? તૂટી પડે છે ! આપણો બંગલો તૂટી પડે છે ? એનું કારણ કહું ? જુઓ તમે આપણા બંગલા ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવતા નથી ને તેથી. જો તમે ધજા ચડાવો ને તો એ અડગ ઉભો રહે !

### મેનાં

હવે સૂઇ જા બેટા, તારૂં માથું ચડશે !

( દીપક આંખો મીંચી જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. સૌ એકમેકની સામે ચિંતાતુર નયને જોવે છે. થોડી વારે દીપક આંખો ઉઘાડે છે. )

### દીપક

ઊર્મિ, જો નવ વાગે, બરાબર નવને ટકોરે હું અહીંથી ફરવા જવાનો છું. તું મારી સાથે આવવાની હો તો તૈયાર થઇ રહેજે. સુંદરને પણ તૈયાર થઇ રહેવા કહેજે, હો.

(ફરી આંખો મીંચી જાય છે. ડૉકટર 'હરિ, હરિ!' કરતા અસ્વસ્થ થઇ ઓરડામાં આમથી તેમ ટહેલવા લાગે છે.

સર અમલ અસહ્ય થવાથી બારીમાં જઇ આંખો લૂછે છે. મેનાંની આંખમાં શ્રાવણ ને ભાદરવો છે. દીપક થોડી વારે ફરી આંખો ઉઘાડે છે.)

બા, તું ય આવીશ ને ? બાપુનું કામ નથી. આપણે જંગલમાં જઇને વાવટો ખોડશું. ત્યાં કોઇ આવશે તો તકરાર કરશું હો ! (ફરી આંખો મીંચી જાય છે. એનો શ્વાસ ચડતો જાય છે.)

### નંદરાય

સાહેબ, હું જઇશ. કાંઇ કામ પડે તો ટેલીફોન કરજો. આપને ત્યાં વાવટો ચડ્યો તેની કોઇને જાણ પણ નહિ થવા દઉં. એટલે બેફીકર રહેજો. બાકી તો મને આવાં કુમળાં મગજોને બ્હેકાવી મૂકનાર બેજવાબદાર.........

સર અમલ

(એકદમ ફરી) ઠીક, ઠીક, નંદરાય, પધારજો. તમારો ખૂબ ઉપકાર થયો.

(નંદરાય જાય છે. થોડી વાર કોઇ જ બોલતું નથી. ઊર્મિ બાઘાની માફક ઘડીક બારીમાંથી બહાર જોતા સર અમલ તરફ, તો ઘડીક મેનાં તરફ જોયા કરે છે. રસ્તા ઉપર દૂરથી સરઘસનાં પગલાંના અવાજ સાથે ધીરે ધીરે સ્પષ્ટ થતા ગીતનો ધ્વનિ આવે છે.)

ત્રિશ કોટી શિશ પ્રણમે તને
ભારતની ઓ ધર્મ–ધ્વજા !
નવલખ તારા આશિષ ઝપે
ભારતની ઓ કર્મ–ધ્વજા !

દીપક

(ઝબકીને જાગે છે.) બા, સાયંફેરી નીકળી લાગે છે. મને બારીએ લઇ જાવ ! અરે જલદી કરો, મારે સૌને જોવા છે !

મેનાં

બેટા, તને કષ્ટ પડશે. અહીં જ સૂઇ રહે ને ? આવતી કાલે જોજે. એઓ તો આવતી કાલે ય નીકળશે !

દીપક

બા, તું આજે મને કશાયની ના નહિ કહેતી ! આજે નહિ ! હું તને કેમ સમજાવું ? મને બારીએ લઇ જા !

ડૉક્ટર

એ જે કહે તેમ કરો ! એને ઉશ્કેરો નહિ !

(સૌ ખાટલાને ઉપાડી ઝરૂખામાં લઇ જાય છે. મેનાંની છાતીમાં ટેકવાઇ–ગોઠવાઇ દીપક બેઠો થાય છે. નીચેથી આવતા મશાલોના પ્રકાશમાં ગીતથી ઉત્તેજીત થએલું એનું મોઢું ચળકી રહે છે. આગળ વાનર અને માંઝર સેનાની મેળ વિનાની પગલીઓ પડે છે. પાછળનાં નરનારીઓ બુલંદ અવાજે ગાતાં હોય છે.)

વ્યોમ તણી ફરકંત પતાકા,
હિમડુંગરનો દંડ.
સંસ્કૃતિના જગ ચોક મહીં,
ધ્વજ ફરકંતો પડછંદ.

### દીપક

(મેનાંની આંખોમાં જોવા દૃષ્ટિ ઉંચી કરી) બા, કેવું સરસ ગીત છે! તને નથી આવડતું? ગા ને, આવડતું હોય તો!

(ઉછળીને એક ચૂમી ચોડે છે. નીચેથી આવતા લોકોના અવાજ સાથે મેનાં પણ જોડાય છે)

જે ઝંડાને ગાંધીજીએ
સ્ફટિક હૃદયથી ધવલ કીધો,
જે ઝંડાને ભગત, જતીને
રૂધિર રંગ રંગી દીધો!
લીલા શાંતિ તણા નેજા!
ભારતની એ ધર્મ–ધજા!

(નીચેથી વાનર સેનામાં 'દીપકની જય!' ગર્જી ઉઠે છે અને સૌ પસાર થઇ જાય છે.)

### દીપક

બા, એ કોની જય પુકારતા ગયા?

મેનાં

દીપકની.

દીપક

દીપક કોણ ?

મેનાં

તું, બેટા ! તેં આજે ધજા ચડાવતાં માથું વધેર્યું એટલે સૌએ તારો જયજયકાર કીધો !

દીપક

તે બા, ધજા ચડાવે તેની જય બોલાવે એમ ? તો તું ય ચડાવ ને ? હું, ઊર્મિ અને સુંદર, ત્રણેય તારી જય બોલાવશું.

( મેનાં દીપકને એક ચૂમી લે છે. દીપક ઘડીવાર આકાશમાં જોઇ રહે છે. )

બા, જો તો, તારાઓ આંખો પટપટાવે છે. મારે આજે નવ વાગે ફરવા જવાનું છે એની મને તેઓ યાદ આપે છે ! તું ય આવીશ ને ?

મેનાં

હા બેટા.

( ફરી થોડી વાર દીપક આકાશની આંખોમાં આંખો પરોવે છે. )

દીપક

બા, આકાશમાં તારા ઉગે અને ઓરડામાં કેમ નહિ ઉગતા હોય ? બા, બંગલા ઉપર વાવટો ચડાવીએ તો ઓરડામાં ય તારા ઉગે, હોં !

(મેનાંની આંખમાંથી બે આંસુઓ સરી દીપકનાં સોનેરી ઝુલ્ફાંઓમાં અટવાઇ જાય છે.)

બા, મને ઉંઘ આવે છે. હું સૂઇ જાઉં. પણ તું ઉંઘ આવે તો યે ઉઠતી નહિ. બરાબર નવને ટકોરે મને ઉઠાડજે હો! અને તમે—તું ઊર્મિ અને સુંદર તૈયાર રહેજો.

(મેના દીપકને સુવાડી દે છે. સર અમલ પાસે આવી એનું માથું પંપાળવા લાગે છે. એમની આંખમાં આંસુ સમાતાં નથી. દીપક ફરી જાગે છે.)

બા, બપોરે ઊર્મિ કહેતી હતી કે પાટાથી મારૂં મોઢું સરસ લાગે છે અરીસો લાવ ને, જોઉં તો ખરો!

(સર અમલ અરીસો લાવી દીપકના મોઢા સામે ધરે છે. દીપક અરીસામાં જોઇ રહે છે. એની આંખો ચમકવા લાગે છે.)

બા, પાટો યે જાણે રાષ્ટ્રધ્વજ જેવો લાગે છે! મારા લોહીનો લાલ રંગ, કાપડનો સફેદ રંગ, અને લીલા રંગને બદલે મારા વાળ! અને રેંટિયો તો કેટલી ય વાર કહ્યું તો યે બાપુ કયાં લાવી દે છે! ( રોપ કરતો ) જાવ, લઇ જાવ, તમારો અરીસો! અમારે તમારા અરીસામાં નથી જોવું!

(સર અમલ અરીસો લઇ જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે. દીપક ફરી આંખો ઉઘાડે છે.)

બા, હું ફરવા જાઉં પછી તું ગાંધીજીને જેલમાં કાગળ લખીશ ને કે દીપક ફરવા ગયો છે! પણ એવું લખજે કે દીપક જ્યાં જશે ત્યાં વાવટો ફરકતો રાખશે!

**મેનાં**

(એક બચી ભરી) હા બેટા, જરૂર લખીશ. પણ હવે તું સૂઇ જા.

**દીપક**

હા, હવે હું સૂઇ જાઉં. બરાબર નવને ટકોરે હોં!

(દીપક આંખો મીંચી જાય છે. શૂનકાર છવાય છે. દીપકની છાતીની ધમણ ઉપડતી જાય છે.)

**સર અમલ**

(પાસે જઈ) ઉથી ગયો લાગે છે !

**મેનાં**

હા...... પણ......

(આંખમાંથી આંસુની ધારાઓ વહે છે.)

**ડૉક્ટર**

મેનાંબહેન, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો. જેણે એને સરજાવ્યો છે એ જ એનું સંરક્ષણ કરશે.

**મેનાં**

ડૉક્ટર, તમારે દીકરો છે ?

**ડૉક્ટર**

ના, મેનાંબહેન.

**મેનાં**

તો બસ કરો.

(ડૉક્ટર આંટા મારવા લાગે છે. સર અમલ ઓશીકાની બીજી બાજુએ નીચે વદને બેસી રહે છે.)

આ બધા તમારા પ્રતાપ !

**સર અમલ**

મેનાં, તને એમ કહેવાનો અધિકાર છે. પણ જો તું મારા મનની સ્થિતિ જાણતી હોત......

મેનાં

(આંસુ લૂછતી) મારે તો હવે મન જેવું જ કશું રહ્યું નથી.

સર અમલ

સંભવ છે. મેનાં.

મેનાં

(રડી પડતી) વાહ રે પિતા ! શી તટસ્થતા ?

સર અમલ

(મનની લાગણીઓ દબાવી) હું પુરુષ છું, મેનાં.

મેનાં

અને હું માતા છું, અમલ ! દીપક વિના મને......

(ઘડિયાળમાં નવના ટકોરા થાય છે. દીપક ઝબકીને જાગી જાય છે. સૌ ચમકી રહે છે.)

દીપક

બા, નવના ટકોરા થયા નહિ ? ચાલો, ચાલો ત્યારે હું ફરવા ઉપડું. પછી બા, મેં વિચાર ફેરવી નાખ્યો. મેં એકલા જ જવાનું નક્કી કર્યું ! એ રસ્તે એકલા જ સારૂં ! બાપુ, ઊર્મિ, જાઉં છું હોં. અને બા, મોડી રાત સુધી પાછો ન ફરૂં તો યે મારી રાહ નહિ જોતી હો !

(થોડી વારે) અને બા. ગાંધીજીને જેલમાં કાગળ લખવાનું નહિ ચૂકતી.

(દીપક આંખો મીંચી દે છે.)

**મેનાં**

(બેબાકળી) બેટા, બેટા !......

(એનો અવાજ ફાટી જાય છે. દીપકના શરીર ઉપર એ ઢગલો થઈ જાય છે. ઊર્મિ રડવા લાગે છે.)

**ડૉક્ટર**

(પાસે જઈ નાડી તપાસી) દીપક હોલવાઈ ગયો !

**સર અમલ**

અને આખું જગત અંધારૂં ! અંધારૂં !

ઓહ ! ઓહ !! નથી ખમાતું !

(બે હાથમાં જોરથી માથું દાબી ઝરૂખામાં આંટા મારવા લાગે છે. મેનાંનો કલ્પાંત આખા ઓરડાને ધ્રુજાવી મૂકે છે. પવનની લ્હેરકી દીપકની લટો ને એના હસતા ચહેરા ઉપર રમાડી જાય છે.)

**સર અમલ**

(ટેલીફોન પાસે જઈ) યસ, વન, ફોર, નોટ, સેવન.

થોડી પળે

હૅા ! કૅાંગ્રેસ હાઉસ ? હૅા ! કોણ છો તમે ?

(સાંભળે છે. પછી)

સ્વયંસેવક ?

હા, જરી શિશિરકુમારને બોલાવો તો !

(સાંભળીને)

સંગ્રામ સમિતિની મિટિંગ ચાલે છે તે નહિ આવી શકે એમ ?

અરે ન કેમ આવે ? કહો કે સર અમલ દેરાસરી અગત્યના કામસર બે મિનીટ બોલાવે છે. વારૂ.

( ટેલીફોન નીચે મૂકી ટહેલવા લાગે છે. ખીતાલખત પાસે જઇ એક મુક્કાથી એના ચૂરા કરી નાખે છે. હાથમાંથી લોહી વહેવા લાગે છે. ભૂત ભરાયું હોય તેમ દીપકના પલંગ પાસે જઇ એ લોહીયાળા હાથે દીપકના પગને અડકે છે. પછી એ બે પગ ઉપર માથું મૂકી ડુસકાં ભરવા લાગે છે. )

બેટા, તેં તારા બાપુને આજે નવો જન્મ આપ્યો !

( ફરી ટેલીફોન પાસે જઇ, એક હાથે રૂમાલથી આંસુ લૂછતાં બીજે હાથે ટેલીફોન ઉઠાવે છે. )

હોં ! આપ કોણ ?

( સાંભળીને )

શિશિરકુમાર ?

વારૂ, શહેરમાં જાહેર કરો કે આવતી કાલની વડાલા રેઇડ સર અમલ દેરાસરી લીડ કરશે, સમજ્યા ?

ઉપકાર !

( ટેલીફોન જોરથી પછાડી દોડતા બીજા રૂમમાં ચાલ્યા જાય છે. )



